॥ ओ३म् ॥

# માંડૂક્ય ઉપનિષદ્

સ્વામી દર્શનાનંદજીના હિન્દી ઉપરથી

ગુજરાતી અનુવાદક,
ત્રિકમલાલ હરિલાલ આર્યોપદેશક
અમદાવાદ.

: પ્રકાશક :
વેદજ્ઞાનપ્રચારક મંડળ—આર્યસમાજ.
અમદાવાદ.

મૂલ્ય. ૦—૩—૦

## ગં. સ્વ૦ દીવાળીબા સ્મારક ગ્રન્થમાળાનો

# ઉપોદ્ઘાત.

અમદાવાદ શ્રીમાળી સોસાયટીના રહીશ વૈદિક ધર્મજીજ્ઞાસુ શ્રીમાન્ જેઠાલાલ બાપાલાલ ઇંજીનિયરનાં માતુશ્રી ગં. સ્વ. દીવાળીબાએ વિદ્યાદાન નિમિત્તે પોતાની હયાતિમાં અત્રેના વેદજ્ઞાન પ્રચારક મંડળ–આર્યસમાજ અમદાવાદને રૂા. ૬૦) અંકે રૂપિયા સાઠની રકમ પોતાના સ્મારક માટે ગ્રન્થમાળા પ્રગટ કરવા અર્પણ કરી. આ ઉપરથી વેદજ્ઞાન પ્રચારક મંડળ–આર્યસમાજના ઑનરરી ઉપદેશક પં. ત્રિકમલાલજીએ આ ગ્રન્થમાળાનું પ્રથમ પુસ્તક "માંડૂક્ય ઉપનિષદ્" જે ૐકાર પ્રધાન ઉપનિષદ્ છે, તે દીવાળીબાને પસંદ હોવાથી સ્વામી શ્રી દર્શનાનંદજી મહારાજના હિન્દી ભાષ્ય ઉપરથી ગુજરાતી અનુવાદક કરી છપાવી તૈયાર કરવામાં આવ્યું છે. ઇતિ ૐ

કાર્યાલય–વેદજ્ઞાન પ્રચારક
મંડળ. આર્યસમાજ મંદિર
લુણસાવાડા–કડીયા નાકા.
અમદાવાદ.
સં. ૧૯૯૫. દીપોત્સવી.

વૈદિક ધર્મસેવક.
ડૉ. નટવરલાલ ઉમિયાશંકર વ્યાસ.
ઉપમંત્રી
વેદજ્ઞાન પ્રચારક મંડળ-આર્યસમાજ
અમદાવાદ.

ધી નવપ્રભાત પ્રી. પ્રેસ, ઘીકાંટા રોડ–અમદાવાદ.

ઓ૩મ્

ગંગાસ્વરૂપ દીવાળીબા સ્મારક ગ્રન્થમાળા નં. ૧

# માંડૂક્ય ઉપનિષદ્



સ્વામી દર્શનાનંદના હિન્દી ભાષ્ય

ઉપરથી

ગુજરાતી અનુવાદક



ત્રિકમલાલ હરિલાલ આર્યોપદેશક

અમદાવાદ



પ્રકાશક

**વેદજ્ઞાન પ્રચારક મંડળ–આર્યસમાજ**

અમદાવાદ



[ સ્વામીત્વ સ્વાધીન ]

| વિક્રમ સંવત. | આર્યસંવત | દયાનંદાબ્દ |
| --- | --- | --- |
| ૧૯૯૫ | ૧૯૭૨૯૪૯૦૪૦ | ૧૧૫ |

મૂલ્ય ૦–૩–૦

# નિવેદન

—:o:—

પૃથ્વિભરના મનુષ્યોમાં સુખશાન્તિ ફેલાવનાર, ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરાવનાર, કોઈપણ સાધન હોય તો એક માત્ર સત્ય સનાતન આર્યવૈદિક ધર્મ છે. તે ઈશ્વરીય આજ્ઞા, ફરમાન, કાયદો અને મનુષ્ય માત્રના વિધિ નિષેધના માર્ગ બતાવનારૂં જ્ઞાન તે વેદ છે. ઉપનિષદો એ વેદોના વ્યાખ્યાન ગ્રન્થો છે, જેમાં બ્રહ્મજ્ઞાનનું સંપૂર્ણ વિસ્તાર સહિત વર્ણન છે. ઉપનિષદો હાલમાં મતમતાંતર વાદીઓએ ઘણા ઉભા કરી દીધા છે, પરંતુ ખરા વૈદિક ઉપનિષદો તો (૧૧) વેદાનુકૂળ છે. ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મૂંડક, માંડૂક્ય. ઐતરેય, તૈત્તિરિય, છાન્દોગ્ય, બ્રહદારણ્યક, શ્વેતાશ્વત્તર મળી અગિયાર થાય છે. આ ઉપનિષદોના તત્વજ્ઞાનથી જર્મન ફિલોસફર સાહેબ શૅાપનહૅારને આત્મામાં સંપૂર્ણ શાન્તિ થઇ હતી. તેણે કહ્યું કે "મારી હયાતિમાં અને મૃત્યુ પછી જો કોઇ વસ્તુ મારા આત્માને સંપૂર્ણ શાન્તિ અને આનંદ આપનાર હોય તો તે ઉપનિષદ્ જ છે. ઉપનિષદોમાં છઠ્ઠું ઉપનિષદ્ તે માંડૂક્ય ઉપનિષદ્ છે. તેમાં ॐ કારની સંપૂર્ણ વિસ્તાર સહિત વ્યાખ્યા છે. **ओ३म्** પરમાત્માનું શ્રેષ્ઠ—સર્વોપરી નામ છે, તેની ત્રણ માત્રાઓનું વ્યાખ્યા સહિત વર્ણન પૂજ્ય પાદ સ્વામી શ્રી દર્શનાનંદજીએ કરેલું છે. તેનું આ ગુજરાતી ભાષાંતર છે. આશા છે કે ધર્મજીજ્ઞાસુ આનો યથાર્થ ઉપયોગ કરે.

**ત્રિકમલાલ**

॥ ओ३म् ॥

# માંડૂક્ય ઉપનિષદ્



સંગતિ—ૐકારની વ્યાખ્યા પ્રધાન માંડૂક્ય ઉપનિષદ્‌નો આરંભ થાય છે.

**ओमित्येतदक्षरमिदꣳसर्वं तस्योपव्याख्यानम् भूतंभवद् भविष्यदिति सर्वमोङ्कार एव। यच्चान्यत् त्रिकालातीतं तदप्योङ्कार एव ॥१॥**

શબ્દાર્થ—( **ओम्** ) પરમાત્મા ( **इति** ) જે ( **एतद्** ) એ ( **अक्षरम्** ) નાશ રહિત છે. ( **इदं** ) આ ( **सर्वं** ) બધું ( **तस्य** ) તેનો ( **उपव्याख्यान** ) પ્રકાશ કરવાવાળું છે. ( **भूतं** ) ભૂત, ( **भवत्** ) જે વર્તમાન છે. ( **भविष्यत्** ) જે આવનાર છે. ( **इति** ) જે ( **सर्वम्** ) બધું છે. ( **ओंकारएव** ) તે ૐકારજ છે. ( **यत्** ) જે ( **च** ) અને ( **अन्यत्** ) બીજા ( **त्रिकालातीतं** ) ત્રણે કાળથી પૃથક્ સર્વવ્યાપક છે. ( **तत्** ) તે ( **अपि** ) પણ ( **ओंकारएव** ) ૐકારજ છે.

અર્થ—એક નિત્ય વસ્તુ **ओ३म्** જ છે, જે કાંઈ જગત નજરે પડે છે, તે સર્વ તેનોજ પ્રકાશ કરનાર છે, ભૂત, ભવિષ્ય અને વર્તમાન સર્વ ૐકારજ છે. ત્રણે કાળથી પરે જે બ્રહ્મ, પ્રકૃતિ અને જીવ જે સત્ સ્વરૂપ છે, તે પણ સર્વ ૐકારજ છે. કેમકે શક્તિ અને શક્તિવાળા બે નથી હોતા, તેજ પ્રમાણે પ્રકૃતિ અને જીવ,

પરમાત્માની શક્તિ કહેવાથી પરમાત્માની સાથેજ તે આવી જાય છે. પરમાત્મા એક જ છે, પરંતુ પરમાત્માની પ્રજા જીવાત્મા અને તેની સંપત્તિ નિત્ય મળીનેજ પરમાત્મા બને છે, કેમકે ત્રણ અક્ષર મળીને **ओ३म्** બનેલ છે. તેજ ત્રણ વસ્તુઓથી પરમાત્મા ૐકાર કહેવાય છે. જો વ્યાપ્ય પ્રકૃતિ ન હોય તો પરમાત્માને વ્યાપક અર્થાત્ આત્મા ન કહી શકાત્, જો શરીરમાં વ્યાપક જીવાત્મા ન હોત તો પણ પરમાત્મા ન કહેવાત. એટલા માટે ૐકારમાં પણ સર્વ આવી જાય છે. સર્વ ૐકારની વ્યાખ્યાજ છે. જેવી રીતે રાજાની પ્રજા અને સંપત્તિ રાજાની મહિમા બતાવનારી હોય છે, તેવી રીતે જીવનું અસંખ્ય હોવાપણું અને પ્રકૃત્તિની મહત્તાથી પરમાત્માના ગુણોનોજ પ્રકાશ પડે છે. જે કાંઇ વીતી ગયું છે, તેની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય અને મૃત્યુ પરમાત્માની સત્તાનો પ્રકાશ પાડે છે. જે કાંઈ વર્ત્તમાનમાં છે, તેની ઉત્પત્તિ સ્થિતિ અને નાશ પરમાત્માની સત્તાનો પ્રકાશ કરી રહેલ છે. જે આગળ થશે તે પણ તેજ કામ કરશે. નિદાન, કાર્ય, કારણ, પ્રકૃત્તિ અને જીવથી **ओ३म्** નોજ પ્રકાશ થાય છે, એટલા માટે સર્વ **ओ३म्** નોજ પ્રકાશ થાય છે. એટલા માટે સર્વ **ओ३म्** નીજ મહિમા સમજવી જોઇએ.

સંગતિ—હવે ૐકારના વાચ્યભૂત પરમાત્મતત્વને ચતુષ્પાદ રૂપથી કથન કરવામાં આવે છે.

**सर्वं ह्येतद् ब्रह्मायमात्मा ब्रह्मसोऽयमात्मा चतुष्पाद् ॥२॥**

**શબ્દાર્થ**—( **सर्वं** ) બધું ( **हि** ) નિશ્ચય કરીને ( **एतद्** ) એ ( **ब्रह्म** ) પરમાત્મા છે. ( **अयमात्मा** ) આ જે મારામાં વ્યાપક છે. ( **ब्रह्म** ) પરમાત્મા છે. ( **सो** ) તે માટે ( **अयमात्मा** ) આત્મા ( **चतुष्पात्** ) ચાર ભાગોવાળા છે.

**અર્થ**—આ સર્વ જગત જે કાંઇ દેખાય છે તે જ્ઞાનીઓની

દ્રષ્ટિમાં બ્રહ્મની શક્તિનો પ્રકાશ હોવાથી બ્રહ્મજ છે. યોગી સમાધીની દશામાં પોતાની અંદર જોતા થકા પરમાત્માના આનંદનો અનુભવ કરીને કહે છે કે, જે આ મારામાં વ્યાપક છે, તે એ બ્રહ્મજ છે. તેથી તે આત્મા ચાર પાદવાળા છે. જ્ઞાની પુરૂષ જ્યારે સંસારમાં જગતની નિયમાનુકૂળ બનાવટને જુએ છે, ત્યારે તેને વિચાર ઉત્પન્ન થાય છે, કે આનો સંબંધ બ્રહ્મથી છે. જ્યારે સ્વપ્નની દશામાં જુએ છે, ત્યારે ત્યાં પણ બ્રહ્મની મહિમાનો પત્તો લાગે છે. જે વસ્તુ જાગ્રત દશામાં જોયેલી હોય છે, તેના સંસ્કાર જે મનમાં સ્થિત થઈ ચૂકયા તે દેખાય છે. જ્યારે સ્વપ્નાવસ્થા ગાઢ નિંદ્રામાં સૂઈ જાય છે, ત્યારે પણ બ્રહ્મથીજ આનંદ પ્રાપ્ત કરે છે, જેનાથી સંસારમાં રહેતાં છતાં પણ દુઃખ દૂર થઇ જાય છે, જ્યારે મુક્તિમાં શરીર ત્યાગ કરે છે, ત્યારે પણ બ્રહ્મથીજ આનંદ પ્રાપ્ત કરે છે, તે બ્રહ્મના ચાર પાદ છે. બીજી પ્રકૃતિ સત્ છે, જીવ સત્‌ચિત્ છે, બ્રહ્મ સત્‌ચિત્ આનંદ અને સ્વતંત્ર છે. તે સત્ ચિત્ આનંદ અને સ્વતંત્રતા બ્રહ્મના ચાર પાદ છે.

સંગતિ–હવે ઉપનિષદ્‌કાર તેને પોતાના શબ્દોમાં બતાવે છે.

**जागरितस्थानो बहिः प्रज्ञः सप्तांग एकोनविंशति मुखः। स्थूलभुग्वैश्वानरः प्रथमः पादः ॥ ३ ॥**

શબ્દાર્થ—( **जागरितस्थानो** ) જાગવાની દશા અર્થાત્ સ્થૂળ શરીર જેનું સ્થાન છે. ( **बहिः प्रज्ञः** ) જેની બુદ્ધિ બહારની બાજુ કામ કરે છે. ( **सप्तांग** ) સાત જેના અંગ છે, ( **एकोनविंशतिमुखः** ) ઓગણીસ જેના મુખ છે. ( **स्थूलभूक्** ) જે સ્થૂળ વિષયોને ભોગવે છે. ( **वैश्वानरः** ) જે સંપૂર્ણ નરોને ભોગવવાવાળા છે. ( **प्रथमः पादः** ) પ્રથમ પાદ છે.

અર્થ—હવે બ્રહ્મના ચાર પાદ બતાવીને તેના વિભાગ બતાવે

છે, જેમાં જીવ જાગવાની અવસ્થામાં કામ કરે છે. જેની બુદ્ધિ બહારની બાજુએ લાગેલી હોય છે, જેના સાત અંગ અને ઓગણીસ મુખ છે, જે સ્થૂળ વિષયોને ભોગવનાર છે, તે વૈશ્વાનર નામવાળા બ્રહ્મનું પ્રથમ પાદ કહેવાય છે.

પ્રશ્ન—શું નિરાકાર ચૈતન્યને પણ પાદ હોઇ શકે છે?

ઉત્તર—જો કે બ્રહ્મને પાદ નથી હોઈ શકતું, પરંતુ સમજાવવા માટે કલ્પના કરે છે, કે જીવની અવસ્થાઓના વિચારથી બ્રહ્મજ્ઞાન પણ ચાર ભાગમાં થાય છે. જે વખતે જીવ જાગે છે, અને પોતાની બુદ્ધિને બહારના વિષયો તરફ લગાવે છે, જ્યારે જીવનો સાત અંગો અને ઓગણીસ મુખોથી સંબંધ થાય છે, ત્યારે તે સ્થૂળ શરીરનો અભિમાની હોવાથી સ્થૂળ વિષયોને ભોગવે છે. આ દશામાં જો કોઇ ક્ષણમાં જીવનો બ્રહ્મથી સંબંધ થાય છે, તે બ્રહ્મને વૈશ્વાનરના નામથી ઉચ્ચારણ કરે છે. કેમકે તે વખતે જગતના મનુષ્યો વિષય-ભોગ કરતા થકા બ્રહ્મના આનંદને વિષયોનો આનંદ વિચાર કરે છે, પરંતુ તે આનંદ ઉત્તમ આનંદ નથી હોતો.

પ્રશ્ન—જીવના ૧૯ મુખ ક્યા છે.

ઉત્તર—પાંચ જ્ઞાનેન્દ્રિઓ અને પાંચ કર્મેન્દ્રિઓ અને પાંચ પ્રાણ અને મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર તે બધા જીવના મુખ કહેવાય છે. કેમકે જે પ્રકારે મુખથી ભોજન ખવાય છે, તે પ્રકારે ઇન્દ્રિઓ ઇત્યાદિના વિચારથી જીવ બહારના સુખોને ભોગવે છે. કોઇ વખત તેને સુખનો અનુભવ થાય છે, અને કોઈ વખતે દુઃખનો અનુભવ થાય છે. જો તે ઓગણીસ ન હોય તો જીવ બહારના જ્ઞાનને પ્રાપ્ત થઇ શકે નહિં, કેવળ સ્વાભાવિક જ્ઞાન જે તેનું નિત્ય છે, તે જ્ઞાન તેને થાય છે.

પ્રશ્ન—બીજા શાસ્ત્રોમાં સત્તર સૂક્ષ્મ શરીર માનવામાં આવ્યા

છે, અહિં ઓગણીસ બતાવ્યા છે, તેનું કારણ શું છે? અને સત્ય શું છે?

ઉત્તર—તેમાં અંતઃકરણની ચાર વૃત્તિયો છે. એક મનન વૃત્તિ, જ્યારે અંતઃકરણથી કોઈ વસ્તુનું હોવું કે ન હોવું, સત્, અસત્, સુખદુઃખનું કારણ ઈત્યાદિ હોવાનું અન્વેષણ કરવામાં આવે છે, તે દશાનું નામ મન છે. બીજુ જ્યારે અંતઃકરણ ઈન્દ્રિયોની સાથે બહારની વસ્તુઓનું જ્ઞાન પ્રાપ્ત કરે છે તેનું નામ બુદ્ધિ છે, ત્રીજુ જ્યારે કોઈ વસ્તુનું ચિંતન કરે છે, જેવી રીતે કોઇ મનુષ્ય વિચારે છે કે હાલ મારી પાસે ૧૦) રૂપિયા છે, તેનાથી વેપાર કરીને દસ હજાર કરી લઈશ, પછી એક લાખથી એક બાગ નિર્માણ કરાવીશ, તેમાં સર્વ દેશોમાંથી એકત્ર કરીને સારાં સારાં ફળફૂલોના ઝાડ રોપાવીશ, પછી તેનો આનંદથી ઉપયોગ કરીશ, તે પ્રકારની દશાનું નામ ચિત્ત છે. ચોથું જ્યારે પોતાની સત્તા અને તેના સંબંધની વસ્તુઓને પોતાની જાણીને પ્રગટ કરે છે, તે દશાનું નામ અહંકાર છે. કેટલાક આચાર્યોએ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારને એક માનીને, કેમકે તેની દશાઓમાં બહુ જ થોડો ભેદ છે, એક સ્વીકાર કરેલ છે, પરંતુ વેદાન્ત શાસ્ત્રે જેનો ઉદ્દેશ્ય જ આત્મિક વિદ્યાનો વિચાર કરવાનો છે, તે થોડા ભેદથી પણ પૃથકતા પ્રગટ કરી છે, જેનાથી સૂક્ષ્મથી સૂક્ષ્મ ભેદ પણ માલુમ પડી જાય.

પ્રશ્ન—અંતઃકરણ અર્થાત્ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર નિત્ય છે કે અનિત્ય?

ઉત્તર—તેના બે ભેદ છે. એક શક્તિ બીજુ કરણ, શક્તિઓ સર્વ જીવાત્માનો સ્વાભાવિક ગુણ હોવાથી નિત્ય છે, અને કરણ સર્વ કાર્ય હોવાથી અનિત્ય છે.

પ્રશ્ન—જ્યારે જીવની શક્તિઓ ઓછીવત્તિ થાય છે, જેનાથી તેનો વિકાર હોવાનું માની લેવાય છે, અને જે વસ્તુ વિકારવાળી

થાય છે, અત: તે શક્તિઓ ઉત્પન્ન થવાવાળી છે. અને શક્તિઓ જીવાત્માનો સ્વાભાવિક ગુણ આપે સ્વીકાર કરી લીધો છે, અને તે વિકારવાળી નાશવાન છે, તેટલા માટે જીવાત્મા પણ કાર્ય અને નાશવાન સ્વીકાર કરવો પડશે.

ઉત્તર—જીવાત્માની શક્તિ વધતી ઘટતી નથી, પણ તેના સાધન અથવા કરણ વધે ઘટે છે, બીજુ શક્તિનું ઘટવું વધવું તે જીવના વિચારથી થાય છે. અત: સાધન અને વિચારમાં પરિવર્તન છે. નહિં કે જીવાત્માની શક્તિમાં જેમકે અમે કોઇ વખત બાળકોના બળથી તમાચો મારીએ છીએ, જ્યારે તે ગુન્હો કરે છે. અને કોઈ વખત પ્રેમથી બહુ જ હલકો તમાચો મારીએ છીએ. શું આ બે દશાઓમાં અમારી શક્તિમાં ભેદ થાય છે, અથવા વિચારમાં ? તે પ્રકારે કોઇ વખત આંખો સૂર્યના પ્રકાશમાં જુએ છે. અને પર્વતપરથી જુએ છે, તો પચાસ કે સો ગાઉના ઝાડ અને મકાન જોવામાં આવે છે. અને દીવાના પ્રકાશમાં અથવા કૂવાની અંદર પેસીને જોઈએ છીએ, તો ઘર અને કૂવાના બહારની વસ્તુઓ પણ નથી જોવામાં આવતી. તો શું તે સાધનોની ન્યુનાધિકતા છે કે આંખની શક્તિની ? અત: સાધન ફેરફાર થવાથી અનિત્ય છે, અને શક્તિઓ એકરસ અર્થાત્ નિત્ય છે. કર્મેન્દ્રિયોની શકિત સાધનો અને વિચારથી અને જ્ઞાનેન્દ્રિયોના સાધનોથી ન્યુનાધિક માલુમ પડે છે, વાસ્તવમાં તે એક વર્ષ છે, તેટલા માટે કાર્યરૂપ નહિં હોવાથી શકિત ઉત્પન્ન થવાવાળી નથી, અને નહિં તે શકિતયોનો ભંડાર જીવાત્મા ઉત્પન્ન હોવાવાળો છે.

પ્રશ્ન—ઘણા મનુષ્યો જીવાત્માને માયાનું કાર્ય અને અવિદ્યા ઉપાધિથી અથવા આ અંતઃકરણથી મળેલો માને છે, અને અંતઃકરણના નાશથી જીવાત્માનો નાશ સ્વીકાર કરે છે.

ઉત્તર—તે બ્રહ્મવિદ્યા અથવા વેદાન્ત શાસ્ત્રના જ્ઞાનનું કારણ

છે, કેમકે માયાનું કાર્ય અંતઃકરણ ઉપાધિ કોણે બનાવ્યું ! અને તે કોના માટે બનાવ્યું ? જો કહો કે બ્રહ્મે પોતાની માયાથી બનાવ્યું, તો પ્રશ્ન એ થાય છે કે બ્રહ્મ સ્વાભાવિક કર્ત્તા છે કે નૈમિત્તિક છે ! જો કહો કે સ્વાભાવિક કર્ત્તા છે, તો જીવ નિત્ય થઇ જશે, તેનો નાશ માનવો તે અવિદ્યા થશે. કેમકે બ્રહ્મ પોતાના સ્વભાવથી અંતઃકરણ બનાવતો જ રહેશે અને તે ઉપાધિથી ઢંકાયેલો હોવાથી જીવ પણ બન્યો જ રહેશે. જો બ્રહ્મ નૈમિત્તિક કર્ત્તા છે, તો ઇચ્છા તો બે પ્રકારની થાય છે. લાભદાયક અને અપ્રાપ્ત વસ્તુને પ્રાપ્ત કરવાની અને પ્રાપ્ત હાનિકારક વસ્તુનો નાશ કરવાની. હવે જે વસ્તુ અર્થાત્ અંતઃકરણને બ્રહ્મે ઉત્પન્ન કરવાનો વિચાર કર્યો, તે તેના માટે લાભદાયક હોવું જરૂરી છે. લાભદાયક વસ્તુ હોય છે, કે તે દોષને દૂર કરે અથવા ત્રુટિને પૂરી કરે. હવે બ્રહ્મે પોતાના ક્રિયા દોષને દૂર કરવા અને ક્રિયા કર્મોને પૂરા કરવા માટે અંતઃકરણ બનાવ્યું ? તેનો જવાબ નથી મળતો. કેમકે બ્રહ્મમાં ના કોઇ કમી છે, અને ના કોઇ દોષ છે. જ્યારે અંતઃકરણને બનાવવાની જરૂર નથી માલુમ પડતી, તો વિચારથી તે કાર્યઉપાધિ ઉત્પન્ન નથી થઇ સકતી, જેનાથી જીવનું ઉત્પન્ન થવું અને નાશ થવું સંભવ હોય. અતઃ જીવને અનાદિ માનવોજ ઠીક છે. જીવ વિના અંતઃકરણથી ન તો પોતાના સ્વરૂપને જાણી શકે છે, અને ન પ્રેમના આનંદને પ્રાપ્ત કરવાનું જે સાધન છે, તે કરી શકે છે. એટલા માટે જીવોના માટે માયાથી પોતાની દયાના કારણ અંતઃકરણ અને સર્વ જગત બનાવે છે.

પ્રશ્ન—બ્રહ્મમાં અંતઃકરણ નહિં હોવાથી માયાના ગુણોને ભોગવવાની શક્તિ નહોતી, એટલા માટે પોતે અંતઃકરણને બનાવીને પોતાની તે ત્રુટિને પૂરી કરી.

ઉત્તર—અંતઃકરણથી સર્વજ્ઞ બ્રહ્મ અલ્પજ્ઞ થઇ ગયો, જેનાથી

બ્રહ્મમાં દોષ ઉત્પન્ન થઇ ગયો. અને કોઇ કામ દોષ વધારવા નથી કરવામાં આવતું, એટલે આ વિચાર સત્ય નથી. બીજુ ભોગ, સુખ દુ:ખ બુદ્ધિનું નામ છે. દુ:ખ ભોગવવાની તો કોઇને ઇચ્છા નથી થતી, અને સુખ પ્રકૃતિનો ગુણ નથી, એટલા માટે દુ:ખ સ્વરૂપ પ્રકૃતિના ગુણોને ભોગવવા યોગ્ય ન થવું ઉત્તમતા છે. કમી નથી. એટલે ઉત્તમતાને દૂર કરવા અને દોષને ઉત્પન્ન કરવા માટે કોઈ બુદ્ધિમાન મનુષ્ય પણ કામ કરતો નથી, તો સર્વજ્ઞ બ્રહ્મ કેવી રીતે કરી શકે છે? અત: બ્રહ્મને જીવ બનાવવો પોતાને દોષી બનાવવો છે, જે અસંભવ છે. એવી અવિદ્યા બ્રહ્મમાં નથી આવી સકતી, જેનાથી તે આનંદ સ્વરૂપ થઇને દુ:ખ ભોગવવાની ઇચ્છા કરે. સર્વજ્ઞ થઈને અલ્પજ્ઞ બની જાય, કેમકે એમ માનવું વેદ વિરૂદ્ધ છે, એટલા માટે સત્ય નથી. બીજુ બ્રહ્મે અંત:કરણ શામાંથી બનાવ્યું? જો કહો કે માયાથી, તો માયા ગુણ છે કે દ્રવ્ય, અથવા નિત્ય છે કે અનિત્ય? જો કહો કે નિત્ય છે, તો અદ્વૈત સિદ્ધાંત ગબડી ગયો, કેમકે બ્રહ્મની સાથે માયા પણ નિત્ય થઈ ગઈ. જો કહો કે અનિત્ય છે, તો તેને બ્રહ્મે શામાંથી બનાવી? જો માયાનું ઉપાદાન કારણ કંઈ બીજુ બતાવવું પડશે, તો તેના સંબંધમાં પણ તેજ શંકા રહેવાની. જો માયાને બ્રહ્મની ગુણી માનીને અદ્વૈત બતાવશો, તો ગુણથી ગુણી ઉત્પન્ન થઇ શકે નહિં. એટલા માટે સંસારમાં એક પણ ઉદાહરણ નથી મળી શકતું, કે જ્યાં ગુણથી ગુણી ઉત્પન્ન થતું નજરે પડે.

પ્રશ્ન—શું તમે બ્રહ્મને અદ્વૈત નથી માનતા?

ઉત્તર—અમે બ્રહ્મને અદ્વૈત એવા પ્રકારથી માનીએ છીએ કે તે નિત્ય છે. તેનું ઐશ્વર્ય પ્રકૃતિ અથવા માયા પણ નિત્ય છે. કોઈ સ્વામીની સંપત્તિ તેને મળી નથી સકતી, એટલા માટે પ્રકૃતિની હાજરીમાં તેનો સ્વામી બ્રહ્મ અદ્વૈત જ બન્યો રહે છે. બીજુ બ્રહ્મ રાજા છે, જીવ તેની પ્રજા છે, કોઈ રાજાની પ્રજા પણ તેના સમાન

નથી કહેવાતી, પરંતુ સંપત્તિ અને પ્રજા, રાજાને વાસ્તવમાં રાજા સિદ્ધ કરવાવાળી હોય છે. નહિં તો વિના સંપત્તિ અને પ્રજાથી રાજા શેતરંજના ખેલથી અધિક શું માન રાખી સકે છે? જો રાજા નિત્ય હશે, તો તેની સંપત્તિ અને પ્રજા પણ નિત્ય હશે. જેની સંપત્તિ અને પ્રજા નિત્ય ન હોય, તે બનાવટી રાજા હશે. ચાહે તે રાજ તેણે પોતે ઉત્પન્ન કર્યું હોય, પરંતુ નિત્ય રાજા કદી પણ હોઈ શકે નહિં

પ્રશ્ન—તે સર્વ વિદ્વાનોનો એક સિદ્ધાંત છે કે, બ્રહ્મ સજાતિ વિજાતિ સ્વગતિ ભેદથી શૂન્ય છે. જો જીવ પ્રકૃતિને બ્રહ્મથી અલગ સત્ માનવામાં આવે, તો વિજાતિ ભેદ તો કાયમ રહ્યો, જેથી સિદ્ધાંત બગડી જાય છે.

ઉત્તર—પ્રથમ તો બ્રહ્મમાં જાતિ જ નથી, કેમકે જાતિ ઘણાઓમાં બને છે, અને બ્રહ્મ એક છે, તેમાં જાતિનું લક્ષણ નથી મળી શકતું. બીજુ જાતિનું ચિન્હ આકૃતિ છે, અને બ્રહ્મ નિરાકાર છે. તે માટે જીવ તેમાં હાજર નથી. જો બ્રહ્મમાં જાતિ નથી, તો સમાન જાતિ અને પૃથક જાતિ થઇ જ શકતી નથી. ત્રીજુ વિજાતિનો અર્થ અહિં પૃથક જાતિ નથી, પરંતુ વિરૂદ્ધ જાતિ છે, અને જીવ પ્રકૃતિ, બ્રહ્મની પ્રજા અને સંપત્તિ છે. તે કારણથી વિરૂદ્ધ છે. નહિં તો વિજાતિ વસ્તુ કેવા પ્રકારે હોઇ શકે છે.

પ્રશ્ન—સાત અંગો કિયા છે?

ઉત્તર—અગ્નિ તેનું શિર, ચંદ્ર સૂર્ય આંખો, વાયુ પ્રાણ, વેદ તેની વાણી, અથવા રસના, દિશા કાન, આકાશ નાભિ, પૃથ્વિ પગ છે.

પ્રશ્ન—અગ્નિને શિર અને પૃથ્વિને પગ કેમ કહ્યા?

ઉત્તર—અગ્નિ સતોગુણી હોવાથી સર્વથી ઉપરનો ભાગ શિર છે. અર્થાત સતોગુણ જીવ મનુષ્ય જાતિનું શિર સર્વથી ઉપર છે.

અને પૃથ્વિ તમોગુણુ છે, અને પગ સર્વથી નીચે છે. તે કારણુથી બતાવ્યું કે તમોગુણી જીવ સર્વથી નીચે છે, રજોગુણી અને શ્રોત મધ્યમ છે,

સંગતિ—હવે તૈજસ નામી જીવને દ્વિતીય પાદરૂપ કથન કરે છે.

**स्वप्नस्थानोऽन्तः प्रज्ञः सप्तांग एकोनविंशतिमुखः प्रविविक्तभुक् तैजसो द्वितीय पादः ॥४॥**

**શબ્દાર્થ**—(**स्वप्नस्थान**) સ્વપ્ન અવસ્થા (**अन्तःप्रज्ञः**) અંદરની બાજુ છે બુદ્ધિ જેની (**सप्तांग**) સાત અંગ છે. (**एकोनविंशति मुखः**) ઓગણીસ જેના મુખ છે. (**प्रविविक्तभुक्**) બાહ્ય વિષયોના ન હોવાથી ભોગવવા વાળી છે. (**तैजसः**) તૈજસ નામવાળા આત્મા (**द्वितीयपादः**) બીજુ પાદ છે.

**અર્થ**—જે અવસ્થામાં જીવાત્મા સ્વપ્ન જુએ છે. તે વખતે તેની બુદ્ધિ અર્થાત્ મનને જાણુવાવાળી વૃત્તિ, અથવા તેનું સ્વાભાવિક જ્ઞાન, સંસારમાં બહારના વિષયોથી સંબંધ ન રાખતા થકા સાત અંગો અને ઓગણીસ મુખોથી જેનું ઉપર વર્ણન થયું, તેજ પદાર્થોને ભોગવે છે, કે જેના સંસ્કાર જાગવાની દશામાં મન ઉપર પડેલા છે. તે અવસ્થામાં તેનું નામ તૈજસ કહેવાય છે, તે બીજુ પાદ છે.

**પ્રશ્ન**—શું સ્વપ્ન અવસ્થામાં તે પદાર્થ નજરે પડે છે કે, જેના સંસ્કાર જાગવાની અવસ્થામાં પડી ગયા છે, અથવા અન્ય વસ્તુ પણુ નજરે પડી શકે છે?

**ઉત્તર**—જાગ્રત્ત અવસ્થામાં તો જીવાત્મા બહારના પદાર્થોનું પ્રતિબિમ્બ ઉતારે છે, જે પ્રકારે ફોટોગ્રાફરના કેમેરામાં બે કાચ હોય છે, એક બહારનો બીજો અંદરનો, અને પ્રકાશના કિરણો તે વસ્તુના પ્રતિબિમ્બને પ્રથમ કાચ ઉપર ફેંકે છે, તો તે ઉલટું પડે છે. જ્યારે બીજા કાચ ઉપર જાય છે, તો સીધુ થઇ જાય છે. તે પ્રકારે જીવાત્મા

ફોટોગ્રાફરના માટે પરમાત્માએ આ મનુષ્યનું શરીર કેમેરો બનાવ્યું છે. જેનો બહારનો કાચ ઇંદ્રિયો છે, અને અંદરનો કાચ મન છે; ઈંદ્રિયોનો સહાયક પ્રકાશ તેના વિષયનું ચિત્ર ઇંદ્રિયો પર નાંખે છે, જેનાથી તે ઉલટુ પડે છે, અને મન પર જઇને સીધુ થઇ જાય છે. જ્યારે જીવાત્મા બહારના કાચને બંધ કરી દે છે, ત્યારે નવા ચિત્ર ઉતરવા બંધ થઈ જાય છે. કેવળ જે કાંઇ ફોટોમાં ઉતર્યું છે, તેને જુએ છે. જે વસ્તુ બહાર નથી, તેનું ચિત્ર કાચ ઉપર નથી આવી સકતું. જે ચિત્ર કાચ ઉપર ન હોય, તેને તે કેવી રીતે દેખી શકે? અતઃ સ્વપ્નમાં તે જાણવામાં આવે છે, કે જે જાગ્રત અવસ્થામાં જોયેલું હોય છે, જાગ્રતમાં જોયેલા સંસ્કારો સિવાય સ્વપ્નમાં કંઇ-પણ આવી સકતું નથી. જાગ્રત, જીવાત્માને ચિત્ર ખેંચવાની અવસ્થાનું નામ છે, અને સ્વપ્ન, તે ચિત્રને જોવાનું નામ છે.

પ્રશ્ન—અમે ઘણી વસ્તુઓ સ્વપ્નમાં જોઇએ છીએ, કે જેને અમે જન્મભરમાં ક્યાંએ જોઇ નથી.

ઉત્તર—જો આ જન્મના સંસ્કાર મનમાં હોત, તો તે કહેવું ઠીક હતું, પરંતુ મનમાં હજારો જન્મોના સંસ્કાર હાજર હોય છે. જે વસ્તુતઃ અમારી જોએલી વસ્તુઓના પ્રતિબિમ્બ હોય છે, પરંતુ અલ્પ બુદ્ધિ અમે સમજીએ છીએ કે તે અમારી જોએલી વસ્તુ નથી. ખરી રીતે જ્યારે જીવ મુક્તિથી પાછો યોનિજ સૃષ્ટિમાં આવે છે, ત્યારે તેને નવું મન મળે છે. અને તે સમયથી લઇને અત્યાર સુધી જેટલા જન્મ થઈ ગયા છે, તે બધા સંસ્કાર અમારી અંદર હાજર છે, જેને યોગી પુરુષો જાણે છે, પરંતુ બીજાને જ્ઞાન નથી થતું.

પ્રશ્ન—શું કારણ છે કે, અમારી અંદર જે સંસ્કાર વિદ્યમાન છે, તેને પણ અમે નથી જાણતા? અને યોગી કેવા પ્રકારે જાણી શકે છે?

ઉત્તર—જો તમે એક ખાડામાં બે ફુટ ઘઉં નાંખો, તેના ઉપર બે ફુટ ચણા નાંખો, તેના ઉપર બે ફુટ જવ નાંખો, તેના ઉપર બે ફુટ મકાઇ, તે પ્રમાણે અનેક જાતના અન્ન તે ખાડામાં ઉપરા

ઉપરી નાંખો, ત્યાર પછી ઉપરથી જુઓ તો સર્વના પછી જે ચોખા નાંખ્યા છે, તેજ નજરે પડશે. નીચેવાળા બધા અનાજ તેમાં હાજર હોવા છતાં પણ નજરે પડશે નહિં, તેજ સંસ્કારોની અવસ્થા છે. જે સમીપના હોય છે, તેનું સ્મરણ રહે છે. જેટલો સમય વિતતો જાય છે, તેટલા નવા પડનારા સંસ્કાર નીચે દબાતા જાય છે, જેને સર્વ મનુષ્યો અનુભવ કરી શકતા નથી, જેઓ ખોદીને જુએ છે, તેને માલુમ પડે છે. યોગીનું મન અને વિચાર શક્તિ ઠીક હોય છે, તે કારણ તેઓ સંસ્કારોને જાણી શકે છે. જેમ કે મહાત્મા કૃષ્ણ-ચંદ્રજીએ અર્જુનને કહ્યું હતું કે—"હે અર્જુન! મારા અને તારા ઘણાએ જન્મ વ્યતિત થઇ ચૂકયા છે, પરંતુ હું તે જન્મોને જાણું છું, અને તું નથી જાણતો"

પ્રશ્ન—બુદ્ધિ સ્વીકાર કરતી નથી કે યોગીનું જ્ઞાન આટલું વધી જાય! જો કે અમે ગીતા આદિ અવલોકન કરીએ છીએ, વિદ્વાનોથી સાંભળીએ છીએ, પરંતુ યુકિત વિના માનવાને તૈયાર નથી,

ઉત્તર—જે પ્રકારે ગંગા નદી એક પ્રવાહમાં વહે છે, તો તેમાં એ શકિત હોય છે કે, તે મોટા મકાનોને પાડીને તાણી જાય છે, પરંતુ જ્યારે તે ગંગા નદીમાંથી નાની નાની નહેરો અને તેમાંથી નાળીઓ કરવામાં આવે તો તે એક ઈંટને પણ તાણી જઈ સકશે નહિં. તેવી જ રીતે જ્યારે મનનો ભાવ વૃત્તિયોના એકત્ર હોવાથી એક તરફ ચાલી રહ્યો હોય, તો મોટા મોટા પદાર્થોનું જ્ઞાન થઈ સકે છે, સૂક્ષ્મ તથા દૂરની વસ્તુઓને જાણી સકે છે. પરંતુ જ્યારે મનની વૃત્તિ ફેલાઇ જાય છે, ત્યારે તેની શકિત ન્યૂન થઇ જાય છે.

પ્રશ્ન—જ્યારે મન પણ આત્માથી બહાર છે. તો તેનું અંદર સ્થાન કેમ બતાવ્યું?

ઉત્તર—ઈંદ્રિયોની અપેક્ષા મન અંદર છે, અર્થાત્ ઇંદ્રિયો બહારનું દર્પણ અને મન અંદરનું દર્પણ છે. તે કારણથી અંદરના ભાગમાં બુદ્ધિનું કામ કરવાનું બતાવ્યું છે.

**પ્રશ્ન**—જાગ્રત અને સ્વપ્ન અવસ્થામાં શું અંતર છે?

**ઉત્તર**—અમે ઉપર બતાવી ગયા કે, જાગ્રત અવસ્થામાં બહારની વસ્તુઓના ચિત્ર લેવાય છે, અને તેનાથી દુઃખ સુખ અનુભવ કરે છે. અને સ્વપ્ન અવસ્થામાં બહારની વસ્તુઓ નહિં હોવાથી અંદર જ ચિત્રોને જુએ છે, અને તેથી દુઃખ સુખ માને છે. અતઃ જીવની તે અવસ્થાને જ્યારે બહારના વિષયોની ઉપસ્થિતિમાં સુખ-દુઃખનો અનુભવ કરે છે, ત્યારે પશુ કહે છે. અને જ્યારે બહારના વિષયોની અનુપસ્થિતિમાં સુખદુઃખને ભોગવે છે, તે સમયે તે તૈજસ કહેવાય છે.

**પ્રશ્ન**—સ્વપ્નમાં જે વસ્તુઓને ભોગવે છે, તેમાં તો પ્રભાવ શરીર પર પણ પડી જાય છે, પરંતુ ચિત્રને જોવાની દશામાં પ્રભાવ શરીર પર નથી પડતો.

**ઉત્તર**—જો કદી સ્વરૂપવાનનું ચિત્ર જોવામાં આવે છે, તો પ્રસન્નતા, અને નિકૃષ્ટ આકૃતિનું ચિત્ર જોવાથી ઘૃણા ઉત્પન્ન થાય છે. હજારો મનુષ્ય ચિત્ર જોવાથી મસ્ત થઇ ગયા. તે કારણ જે પ્રભાવ સ્વપ્નથી શરીરપર મનદ્વારાં પડે છે, તે જ ચિત્રના જોવાથી પણ પડે છે.

**સંગતિ**—હવે સુષુપ્તિ અવસ્થાભિમાની પ્રાજ્ઞનામા જીવને તૃતીય-પાદરૂપ કથન કરે છે.

**यत्र सुप्तो न कञ्चन कामं कामयते न कञ्चन स्वप्नं पश्यति तत्सुषुप्तम् । सुषुप्तस्थान एकीभूतः प्रज्ञानघन एवानन्दमयो ह्यानन्दभुक् चेतोमुखः प्राज्ञस्तृतीयः पादः ॥ ५ ॥**

**શબ્દાર્થ**—(**यत्र**) જે અવસ્થામાં (**सुप्तो**) સુતેલો (**न**) નહિં (**कञ्चनकामं**) કોઈ કામની (**कामयते**) ઇચ્છા કરતો (**न**) નહિં

(**कश्चन**) કોઇ (**स्वप्नं**) સ્વપ્ન (**पश्यति**) જુએ છે. (**तत्**) તે (**सुषुप्तम्**) સુષુપ્તિની અવસ્થા છે. (**सुषुप्तस्थान**) તે સ્થાન પર (**एकीभूतः**) સમસ્ત જ્ઞાન એકત્રિત થઇને (**प्रज्ञानघन**) અંધારી રાતની પેઠે વિવેક રહિત જ્ઞાન (**एव**) છે (**आनन्दमयः**) આનંદયુક્ત (**आनन्दभुक्**) આનંદને ભોગવે છે. (**चेतोमुखः**) કેવળ સ્વાભાવિક જ્ઞાન જ જેનું મુખ છે. (**प्राज्ञः**) પ્રાજ્ઞનામ વાળા (**तृतीयः पादः**) તે ત્રીજુ પાદ છે.

**અર્થ**—જ્યારે તે જીવાત્મા બહારના જ્ઞાનથી અલગ થઇને એવી અવસ્થામાં ચાલ્યો જાય છે, જ્યાં તેની ઇચ્છા બાકી રહેતી નથી. અને ન તે કોઇ પ્રકારના સ્વપ્નને જુએ છે, અર્થાત્ પૂર્વે જોયેલા જ્ઞાનનો પણ કોઇ પ્રભાવ બાકી રહેતો નથી, અર્થાત્ બહારના જ્ઞાનથી સંબંધ રહિત થઈને, અને બહારના જ્ઞાનના કારણ ઇંદ્રિયો અને મનના સંબંધને ત્યાગીને, જ્યારે જીવ અંદરની બાજુ લાગી જાય છે, તે અવસ્થાનું નામ સુષુપ્તિ છે. તે અવસ્થામાં સર્વ બહારનું જ્ઞાન દૂર થઇ જવાથી, વિવેકથી રહિત જ્ઞાન, જેમ અંધારી રાત્રીમાં આંખો લાલ કાળા રૂપના વિવેકથી રહિત થઇને અંધારૂં જ અંધારૂં જુએ છે, તેમ જીવાત્મા અંદર જુએ છે, તે વખતે એક જ નજર પડે છે. અને આનંદસ્વરૂપ પરમાત્માના આનંદને, જે બહારની બાજુ લાગી જવાથી દૂર થઇ ગયો હતો તે ભોગવે છે. તે સમયે ભોગવવાનું સાધન કેવળ સ્વાભાવિક જ્ઞાન, જે જીવાત્માનો જાતીય ગુણ છે, હાજર થાય છે. કોઇ અન્ય યંત્ર મન ઇત્યાદિ નથી હોતું. તે અવસ્થામાં જીવનું નામ પ્રાજ્ઞ થાય છે, તે ત્રીજુ પાદ છે.

**પ્રશ્ન**—શું સ્વપ્નની દશામાં જીવાત્મા આનંદ ભોગવે છે?

**ઉત્તર**—અવશ્ય, ત્રણ દશાઓમાં જીવને બ્રહ્મનો ગુણ આનંદ મળે છે. એક સમાધિની અવસ્થામાં, બીજુ સુષુપ્તિની અવસ્થામાં ત્રીજુ મુક્તિની અવસ્થામાં. આથી મહર્ષિ કપિલજી સાંખ્ય દર્શનમાં

લખે છે " **समाधि सुषुप्ति मोक्षेषु ब्रह्मरुपिता।** " અર્થાત્ સમાધિ, સુષુપ્તિ અને મુક્તિ એ ત્રણ અવસ્થાઓમાં સત્ચિત્ સ્વરૂપ આત્મા બ્રહ્મનો ગુણુ નૈમિત્તિક આનંદથી બ્રહ્મરુપિતા અર્થાત્ સચ્ચિદાનંદ અવસ્થાને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે અવસ્થામાં જીવ પણ સચ્ચિદાનંદ કહેવાય છે, જેવી રીતે લોઢાનો ગોળો અગ્નિમાં પડવાથી ગરમ થઇને અગ્નિના ગુણવાળો થઇ જાય છે, તો તેમાં અગ્નિનો ગુણુ બાળવું વિગેરે હાજર હોય છે, અને પોતાનો ગુણ ભાર–વજન વિગેરે પણ કાયમ રહે છે. તે પ્રકારે જીવમાં બ્રહ્મનો ગુણુ આનંદ આવી જાય છે. પરંતુ તેનો પોતાનો ગુણુ અલ્પજ્ઞતા પણ કાયમ હોય છે. જેમ અગ્નિરૂપ લોઢાના ગોળાને અગ્નિ કહી શકીએ છીએ. તેમજ સમાધિની અવસ્થામાં જીવને બ્રહ્મ પણ કહી શકાય છે, પરંતુ તેમ કહેવું ઉપચારથી હોય છે, ખરી રીતે નહિં.

**પ્રશ્ન**—સમાધિ, સુષુપ્તિ અને મુક્તિના સ્વરૂપમાં શું અંતર છે ?

**ઉત્તર**—જ્યારે જ્ઞાન સહિત અને શરીર સહિત જીવનો બ્રહ્મથી સંબંધ થાય છે. તે અવસ્થાનું નામ સમાધિ છે. અને જ્યારે શરીર સહિત અને જ્ઞાન રહિત જીવનો બ્રહ્મથી સંબંધ થાય, તે અવસ્થાનું નામ સુષુપ્તિ છે, અને શરીર રહિત અને જ્ઞાન સહિત જીવનો બ્રહ્મથી સંબંધ થાય, તે અવસ્થાનું નામ મુક્તિ છે.

**પ્રશ્ન**—શું સ્થૂળ શરીરની વિદ્યમાનતામાં બ્રહ્મથી જીવનો સંબંધ થઇ શકે છે ?

**ઉત્તર**—જ્યાંસુધી સ્થૂળ શરીરનું જીવને અભિમાન છે. ત્યાં સુધી બ્રહ્મથી સંબંધ થઇ શકતો નથી, પરંતુ સમાધિ અને સુષુપ્તિમાં જ્યારે અભિમાન નથી રહેતું ત્યારે બ્રહ્મથી સંબંધ થઇ જાય છે. કેમકે જીવને બહારની વસ્તુઓથી સંબંધ કરાવનાર અહંકાર જ છે, અને સમાધિ સુષુપ્તિની દશામાં અહંકાર વિદ્યમાન નથી હોતો. જ્યારે અહંકાર ન હોય ત્યારે તેનો પ્રકૃતિથી સંબંધ નથી રહી

શકતો, જ્યારે પ્રકૃતિથી સંબંધ નહિ, તો બ્રહ્મની સાથે સંબંધ અવશ્ય હોય જ. કેમકે ચેતન જીવાત્મા વિના સંબંધે રહી શકતો નથી.

પ્રશ્ન—શું સુષુપ્તિમાં જ્ઞાન રહે છે, કે જેનાથી તે આનંદ ભોગવી શકે ?

ઉત્તર—જીવાત્માનો સ્વાભાવિક ગુણ જ્ઞાન છે. તે જીવથી કેવા પ્રકારે જુદો થઇ શકે ? જેવી રીતે અગ્નિથી ગરમીનું જુદા થવું અસંભવ છે, તેવી રીતે જીવથી જ્ઞાનનું જુદા થવું અસંભવ છે. જો બહારના જ્ઞાનનું સાધન હશે તો બહારની વસ્તુઓને જાણશે. અને સાધન નહિં હોય તો અંદરની વસ્તુઓને જાણશે. અતઃ જ્યારે જાગી ઉઠે છે, ત્યારે કહે છે કે, આજે હું સુખથી સુતો હતો, જેનાથી સ્પષ્ટ જણાય છે, કે તેને તે વાતનું જ્ઞાન હતું કે સુખ છે. જોકે બહારના પદાર્થોથી તે અજાણ રહે છે, પરંતુ જ્ઞાનથી શૂન્ય નહિં.

પ્રશ્ન—ઘણા મનુષ્યો કહે છે કે, સુતેલા સમયમાં જ્ઞાન નથી હોતું, જ્યારે જાગીને જુએ છે, ત્યારે કહે છે. કેમકે જાગ્યા પહેલાં કોઇ કહેતું નથી.

ઉત્તર—જો એવું માનવામાં આવે તો મૂર્ખતા જ કહેવાશે. કેમકે જે વખતે જ્ઞાન નહોતું ત્યારે સુખ હતું, અને જ્યારે જ્ઞાન થયું ત્યારે સુખ નહિં, તો સુખેથી સુવાનું કેવી રીતે પ્રગટ કરી શકે છે ? એવું કહેનાર મનુષ્ય સુખના સ્વરૂપથી જ અજાણ છે. કેમકે સુખદુઃખ બન્ને બુદ્ધિ અર્થાત્ જ્ઞાન છે. અર્થાત્ જ્ઞાન ન હોય તો સુખ કહેવાય જ નહિં.

પ્રશ્ન—તો પછી યોગદર્શનમાં કેમ લખ્યું છે, જ્ઞાનની અભાવ-વૃત્તિનું નામ નિંદ્રા છે ? શું પતંજલીને પણ સુખના સ્વરૂપની ખબર નહોતી ?

ઉત્તર—યોગદર્શનના કર્ત્તાનો આશય બહારના જ્ઞાનથી છે, અતઃ નિંદ્રાની અવસ્થામાં બહારના જ્ઞાનનો અભાવ થાય છે.

પ્રશ્ન—તેનું શું પ્રમાણ છે, કે બહારનું જ્ઞાન નથી હોતું, અને અંદરનું જ્ઞાન હોય છે?

ઉત્તર—પ્રથમ તો જીવાત્માનું ચેતન હોવું જ તેનું પ્રમાણ છે. કેમકે ચેતન કોઈ સમયમાં પણું જ્ઞાનથી શૂન્ય નથી રહી સકતું. બીજુ સુષુપ્તિમાં સુખ હોવું પણ તે વાતનું પ્રમાણ છે, કે સુખાનુકૂળ જ્ઞાનનું નામ છે. ત્રીજુ જાગીને કહેવું કે આજ એવા સુખથી સૂતો કે કાંઈ સ્મરણ રહ્યું નહિ. જેથી સ્પષ્ટ જણાયું કે, બહાર કાંઈપણ સુધ નહોતી, કેવળ સુખની સુધ હતી. હવે જીવનની ત્રણે અવસ્થાઓનું વર્ણન કરીને, જેનાથી અંદર જઈને જીવ સમાધિ, સુષુપ્તિ અને મુક્તિમાં આનંદને પ્રાપ્ત થાય છે, તે બ્રહ્મનું કથન કરે છે.

સંગતિ- હવે પરમાત્માને સર્વ પદાર્થોના કારણ કથન કરે છે.

**एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः । सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् ॥ ६ ॥**

શબ્દાર્થ—( **एषः** ) એ ( **सर्वेश्वर** ) સર્વના સ્વામી ( **एषः** ) એજ ( **सर्वज्ञः** ) સર્વ કાંઈ જાણુવાવાળા ( **एषः** ) એ ( **अन्तर्यामी** ) સર્વની અંદર રહીને નિયમાનુકૂળ ચલાવવાવાળા ( **एषः** ) એજ ( **योनिःसर्वस्य** ) સર્વ જગતના કારણ ( **प्रभव** ( ઉત્પન્ન હોવા ( **अप्ययौ** ) સુખ મેળવવા ( **भूतानाम्** ) પ્રાણીઓના.

અર્થ—એ પરમાત્મા સર્વના સ્વામી છે. જે સર્વના કર્મોને જાણુવાવાળા છે, જે સર્વવ્યાપક રહીને તેને નિયમાનુકૂળ ચલાવી રહ્યા છે, એજ સર્વના નિમિત્ત કારણ છે, અને પોતાના ઐશ્વર્યથી જ સઘળા જગતને બનાવે છે, અને સંપૂર્ણ જીવો તેનાથી સુખ મેળવે છે. જ્યારે જીવ પોતાની ત્રણ દશાઓને પાર થઈને, અંદર જઈને

પરમાત્માના દર્શન કરે છે, ત્યારે તેને પરમાત્માના આનંદની પ્રાપ્તિ થાય છે. ત્યારે તે એ કહે છે કે આ મારા અંતર્યામી છે, એજ સર્વના સ્વામી, એજ સર્વના જ્ઞાતા, એજ સર્વ જગતને પોતાની સામગ્રીથી ઉત્પન્ન કરનાર છે. એનાથી સર્વને આનંદ મળે છે.

**પ્રશ્ન**—પ્રાયઃ મનુષ્ય કહે છે કે, સુષુપ્તિ અવસ્થાના અભિમાની જે જીવાત્મા છે, એજ સર્વજ્ઞ ઇશ્વર ઇત્યાદિ છે.

**ઉત્તર**—એમ માનવું ઠીક નથી. કારણ કે તે દશામાં કોનો અન્તર્યામી થશે? સુષુપ્તિ દશામાં પણ અન્તર્યામી હોવું આવશ્યક છે. તે સમયે કોના અન્તર્યામી હશે? કેમકે બહારના વિષયોથી તો કોઇ સંબંધ નથી. અતઃ સુષુપ્તિની દશામાં જીવના અન્તર્યામી છે. પ્રથમ તો એ સંદેહ થઇ શકતો હતો કે, આનંદ બહારના વિષયોથી મળે છે. જાગ્રતમાં બહારના વિષય, અને સ્વપ્નમાં તેનું પ્રતિબિંબ આનંદનું કારણ કહી સકતા હતા; પરંતુ સુષુપ્તિની દશામાં ન તો બહારના વિષય હાજર છે, ન તેનું પ્રતિબિંબ હાજર છે. હવે જેનાથી જીવ આનંદને પ્રાપ્ત થાય છે, તે કોઇ બહારની વસ્તુ નથી, પરંતુ તે અંદર વાસ કરવાવાળો છે, તેના એ લક્ષણ પ્રગટ કર્યાં છે.

**પ્રશ્ન**—અહિં તો ૐકાર જે પરમાત્મા છે, તેના ચાર પાદ બતાવ્યા છે, જેનાથી જીવ બ્રહ્મના ભેદ પ્રગટ કર્યા છે, તમે કાંઇ જુદે રસ્તે ચાલી રહ્યા છો.

**ઉત્તર**—આત્મા શબ્દનો અર્થ છે વ્યાપક. તેની જે ચાર સીઢીયો છે, તે આત્માના ચાર પાદ. પહેલું જાગ્રત અવસ્થામાં જે સ્થૂળ શરીરનો અભિમાની જીવાત્મા છે, તેની અંદર જે વ્યાપક છે, તે સૂક્ષ્મ શરીર છે; સૂક્ષ્મ શરીરના સૂક્ષ્મ હોવાથી તેમાં વ્યાપક કારણ છે. કારણ શરીરથી સૂક્ષ્મ હોવાના કારણ વ્યાપક જીવાત્મા છે. અને જીવાત્માથી સૂક્ષ્મ હોવાના કારણ વ્યાપક પરમાત્મા છે. જે મનુષ્ય

આત્મજ્ઞાનના ત્રણ માર્ગને પાર કરીને ચોથા માર્ગમાં પહોંચે છે, તો તેને જીવાત્મા અને પોતાની અંદર પરમાત્માના દર્શન થાય છે. અને તેનાથી તે આનંદને પ્રાપ્ત કરીને કહે છે, કે આ જે મારામાં વ્યાપક છે, તે બ્રહ્મ છે. ત્રણ માર્ગોમાં તો જીવ વ્યાપક છે, ચોથાં માર્ગમાં જીવ વ્યાપ્ય અને બ્રહ્મ વ્યાપક છે. જો કે જીવ બ્રહ્મમાં કોઈ દૂરતા નથી, તે કારણથી અભેદ કહે છે. જેમ આંખોમાં અંજન છે. હવે આંખ અને અંજનમાં કોઇ દૂરતા નથી. કેમકે દૂરતા ત્રણ પ્રકારની હોય છે, એક દેશની, બીજી કાળની. ત્રીજી જ્ઞાનની દૂરતા. આંખો અને અંજન દેશ અને કાળની દૂરતાથી અલગ હોવાથી કેવળ જ્ઞાનની દૂરતા છે. જ્યારે જીવાત્મા પોતાના જ્ઞાનને બહારની બાજુથી હ- ટાવીને અંદર જુએ છે, ત્યારે જ્ઞાનની દૂરતા પણ દૂર થઇ જાય છે. તે દૂરતાને દૂર કરવાનું નામ અભેદજ્ઞાન છે; નહિં કે જીવ અને બ્રહ્મને એક માનવાનું.

**પ્રશ્ન**--જીવ અને બ્રહ્મ બે હોવામાં શું પ્રમાણ છે ?

**ઉત્તર**—વેદાન્ત શાસ્ત્રમાં જીવ અને બ્રહ્મ જૂદા હોવામાં એટલા પ્રમાણ આપ્યા છે, કે જેનાથી કોઈ મૂર્ખને પણ તેનું એક હોવું જણાતું નથી. પ્રથમ બ્રહ્મનું લક્ષણ સચ્ચિદાનંદ જ એ વાતનું પ્રમાણ છે. બીજુ બ્રહ્મનું જીવની અંદર હોવું; જેમકે બ્રહદારણ્યકોપ નિષદની શ્રુતિથી પ્રગટ થાય છે, ત્રીજુ. બ્રહ્મના ચાર પાદ હોવા, ચોથુ વેદાન્તના સૂત્રોમાં સ્થાન સ્થાન પર વ્યાસજીનું એ બતાવવું કે, શ્રુતિએ જીવ બ્રહ્મનો ભેદ બતાવ્યો છે. જેને અમે વેદાન્ત દર્શનના ભાષ્યમાં પ્રગટ કરી ચૂકયા છીએ. તે કારણથી અભેદવાદનું તાત્પર્ય એટલું જ છે, કે જીવ બ્રહ્મમાં દૂરતા નથી. જેના માટે કોઈને દૂતની જરૂર પડે. પરંતુ અંતઃકરણના દર્પણને શુદ્ધ કરીને અંદર જોવાની આવશ્યકતા છે.

**પ્રશ્ન**—બ્રહ્મના માટે આટલાં વિશેષણ કેમ આપ્યાં ?

ઉત્તર—પ્રથમ કહ્યું કે, એ બ્રહ્મ સર્વના સ્વામી અથવા ઈશ્વર છે, પરંતુ વેદાન્ત દર્શનમાં મુકત જીવનું નામ પણ ઈશ્વર સ્વીકાર કર્યું છે. પછી જીવને અલ્પક્ષ સમજીને સર્વજ્ઞ બતાવ્યો, પછી શંકા થઇ કે મનુષ્ય યોગી લોકોને પણ સર્વજ્ઞ કહે છે, તે કારણથી અન્તર્યામી કહ્યું; કેમ કે કોઇ જીવની અંદર કોઇ બીજો જીવ નથી પેસી શકતો. જો અન્તર્યામી શબ્દ ન આપત તો ઉપાધિ કૃત વેષવાળાનો મત બની જાત, પરંતુ શ્રુતિએ અન્તર્યામી શબ્દ આપીને જીવ બ્રહ્મને એક માનવાવાળાનો ગઢ ગબડાવી દીધો. ત્યાંસુધી કે આનંદગિરિ જેવા અદ્વૈતવાદીઓને માનવું પડયું કે, કોઈ બીજાની અંદર પ્રવેશ થઈને નિયમાનુકૂળ ચલાવવાની સામર્થ્ય નથી. પછી તે વાતને સ્વીકાર કરવા માટે બધા જગતનું કારણ બતાવી દીધું, જેનાથી કોઇને જીવ ભ્રમ ન રહે. કારણ કે વેદાન્ત દર્શનમાં સ્થાન સ્થાન પર સિદ્ધ કરી દીધું છે કે, જીવ અને પ્રકૃતિ જગતકર્ત્તા નથી. તેના પછી એ કહ્યું કે, તેનાથી આનંદ પ્રાપ્ત કરી શકે છે. અત: આનંદ સ્વરૂપ તો બ્રહ્મથી બીજુ કોઇ નથી, જેના પર વેદાન્તના પ્રથમ પાદમાં અત્યંત સબળ વિચાર કરેલો છે. શું આ વિશેષણોને જોઇને પણ જીવ બ્રહ્મનો એક હોવાનો ખ્યાલ રહી શકે છે? નિ:સંદેહ, જે આંખોએ પાટો બાંધી એને જુએ છે. તો એનો ઉપાય શો થઈ શકે. હવે તે બ્રહ્મને જીવથી અલગ કરે છે.

સંગતિ—આ ચતુર્થપાદમાં બ્રહ્મના સ્વરૂપનું કથન કરે છે.

**नान्तःप्रज्ञं न बहिःप्रज्ञं नोभयतः प्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञंनाप्रज्ञम् ॥ अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्य मेकात्म प्रत्ययसारं प्रपंचोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यते स आत्मा स विज्ञेयः ॥ ७ ॥**

શબ્દાર્થઃ— ( **नान्तःप्रज्ञं** ) અંદરની બાજુ જ્ઞાન નહિં ( **नबहिःप्रज्ञं** ) બુદ્ધિ નથી જતી. ( **नोभयतःप्रज्ञं** ) ન બન્ને બાજુ અંદર અને બહાર બુદ્ધિ જાય છે. ( **नप्रज्ञानघनं** ) ન અંધારાની બાજુ એકજ જ્ઞાન થાય છે. ( **न** ) નહિં ( **प्रज्ञं** ) પ્રાપ્ત કરેલું જ્ઞાન (**न**) નહિં ( **अप्रज्ञं** ) જ્ઞાનની જડતા ( **अदृष्टम्** ) આંખોને જોવા લાયક નહિં ( **अव्यवहार्यम्** ) વ્યવહાર દશાથી રહિત ( **अग्राह्यम्** ) પકડવા યોગ્ય નહિં ( **अलक्षणम्** ) જેનું લક્ષણ ઇંદ્રિયોથી નથી જાણુવામાં આવતું ( **अचिंत्यम्** ) મનની કલ્પના શક્તિ જેની સીમાને નથી પહોંચી શકતી ( **अव्यपदेश्यम्** ) જે કોઇ નામના કહેવાથી ધ્યાનમાં નથી આવતો ( **एकात्मप्रत्ययसारं** ) જેને એક આત્મા જ જાણુવાને અધિકારી છે. ( **प्रपंचोपशमं** ) બહાર પંચભૌતિક જ્ઞાનથી એક થઇને ( **शान्तं** ) જે શાન્ત અર્થાત્ વિક્ષેપ રહિત છે. ( **शिवम्** ) જે કલ્યાણુકારી અને શરીર મન અને પ્રાણોના ધર્મથી રહિત ( **अद्वैतं** ) અનુપમ ( **चतुर्थं** ) ચોથા ( **मन्यते** ) વિચાર કરે છે યા માને છે. ( **सआत्मा** ) તે આત્મા છે. ( **स** ) તે ( **विज्ञेयः** ) જાણુવા યોગ્ય છે.

અર્થઃ—પરમાત્મા સર્વથી સૂક્ષ્મ છે, તે કારણુથી તેની અંદર કોઇ પદાર્થ નથી. અતઃ તે અંદર કોને જોઇ સકે છે, કે જેનાથી તેને અંદરનું જ્ઞાન થાય? અને પરામાત્મા સર્વ વ્યાપક હોવાથી તેનાથી કોઇ વસ્તુ બહાર નથી, જેને તે બાહ્ય જ્ઞાન દ્વારા જુએ, અને બહારની બુધ્ધિને પ્રાપ્ત કરે. અને જ્યારે તેના અંદર અને બહાર કાંઇ નથી, તો બન્ને બાજુ જવાવાળી બુદ્ધિ પણુ તેની હોઇ સકતી નથી, અને ન અંધારામાં કેવળ તેને અંધારૂંજ નજરે પડે છે, જેને એક જ પ્રકારનું જ્ઞાન કહેવામાં આવે, અને ન તેને નૈમિત્તિક જ્ઞાન થાય છે, અને ન કોઈ વસ્તુ એવી છે, કે જેને તે ન જાણુતા હોય. કેમકે તેને પહેલાં સર્વજ્ઞ બતાવી ચૂકયા છીએ.

અતઃ તે કેવા છે, જે ઇંદ્રિયોથી નથી જાણવામાં આવતા. નામ રૂપના પ્રત્યક્ષ સંબંધથી તેમાં વ્યવહાર દશા નથી થઇ સકતી. તેનું કોઈ લક્ષણ એવું નથી હોતું કે જે ઇંદ્રિયોથી પ્રત્યક્ષ થઇ શકે. મનમાં કેટલોએ વિચાર કરવામાં આવે તેના અનંત ગુણોની સીમા તે એવી આકૃતિ નથી કે કેવળ નામ લેવાથી જ તેનું સ્વરૂપ યાદ આવી જાય. તે તો કેવળ જીવાત્મા જ જાણી શકે છે. જ્યારે ઇંદ્રિયોથી અનુભવ થવા યોગ્ય બાહ્ય વસ્તુઓથી મનને અલગ કરી લે, અને ઉપાસના દ્વારા ચંચળ મનને શાન્ત અને સ્થિર કરે. તે કલ્યાણકારક, ક્ષુધા, તૃષા, શોક, મોહ, ઘડપણ, મૃત્યુથી રહિત અનુભવ છે. જેના સમાન કોઈ થયું નથી, થવાનું નથી, તેને ચોથું પાદ માને છે. તેજ જીવની અંદર વાસ કરવાવાળા આત્મા છે. તેજ જાણવા યોગ્ય છે. જે તેને નથી જાણતા તે પોતાના જન્મને નષ્ટ કરે છે.

**પ્રશ્ન**—જ્યારે વેદમાં એ બતાવવામાં આવ્યું છે કે, જે મનુષ્ય સર્વ ભૂતોને આત્માની અંદર જુએ છે, અને સર્વની અંદર આત્માને જુએ છે. એનાથી સ્પષ્ટ વિદિત છે કે, સર્વ આત્માની અંદર છે; તો તેને અંદરનું જ્ઞાન જરૂરનું છે. અને જ્યારે તે સર્વની અંદર છે, તો સર્વ એનાથી બહાર છે. તે કારણ બહારનું જ્ઞાન પણ અવશ્ય જોઇએ. તો પછી શ્રુતિએ કેમ કહ્યું કે તે અંદર બહારના જ્ઞાનથી રહિત છે?

**ઉત્તર**—અંદર કહેવાનો આશય એ છે કે, પરમાત્માથી સૂક્ષ્મ કોઇ નથી, જેને અંદર જઇને જોવાની જરૂર હોય. જેમ જીવને અંદર જઇને પરમાત્માના દર્શનની જરૂર છે. અને બહાર કહેવાનો આશય એ છે, કે તે એક દેશી નથી, જેને બહારની વસ્તુઓ જોવા માટે ઇંદ્રિયોની જરૂર હોય. બીજી વાત એ છે કે, જીવાત્માને નૈમિ-

ત્તિક જ્ઞાન થાય છે. પરમાત્માને ન અંદરનું અને ન બહારનું જ નૈમિત્તિક જ્ઞાન થાય છે.

**પ્રશ્ન**—જ્યારે બ્રહ્મ અદૃશ્ય અર્થાત્ જોવા યોગ્ય નથી, તો બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કેમ લખ્યું છે કે—હે મૈત્રેયિ! આત્મા જ જોવા સાંભળવા યોગ્ય અને મનન કરવા યોગ્ય છે?

**ઉત્તર**—આત્મા ઇંદ્રિયોથી અનુભવમાં આવતો નથી, તે કારણથી અદૃષ્ટ કહ્યો છે. પરંતુ મનથી તે પ્રત્યક્ષ થાય છે, તે કારણથી જોવા યોગ્ય કહ્યો છે. કેવળ થોડોક વિચાર કરવાથી વિદિત થાય છે કે, બન્ને શ્રુતિયોમાં વિરોધ નથી.

**પ્રશ્ન**—પરંતુ ઉપનિષદ્‌માં બતાવ્યું છે કે, તે મનથી ચેતન નથી કરી શકાતો, પછી તેને મનથી પ્રત્યક્ષ માનવો પણ યુક્તિથી ઠીક નથી માલુમ પડતો. કેમકે શ્રુતિ તેનું ખંડન કરે છે.

**ઉત્તર**—કઠોપનિષદ્‌ની શ્રુતિથી સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે, તે પરમાત્મા મનથી જ જાણી શકાય છે. ખરી રીતે મનની બે દશાઓ છે. એક મળ, વિક્ષેપ અને આવરણ દોષથી રહિત મન; બીજુ એ દોષોથી યુક્ત મન, જે શ્રુતિ કહે છે કે પરમાત્મા મનથી નથી જાણી શકાતો. તેનો આશય મળ, વિક્ષેપ અને આવરણ દોષયુક્ત મનથી છે. અને જે શ્રુતિ કહે છે કે, પરમાત્મા મનથી જાણી શકાય છે, તેનો આશય મળ,વિક્ષેપ, આવરણ દોષથી રહિત મનથી છે. જો પરમાત્માનું જ્ઞાન કોઈ રીતે ન થાય, તો તેની સત્તા જ કેવા પ્રકારથી સ્વીકાર કરી શકાય.

**પ્રશ્ન**—મળ દોષ કોને કહે છે?

**ઉત્તર**—મનમાં જે બીજાને હાનિ પહોંચાડવાનો વિચાર છે, તેજ મળ દોષ છે. જ્યાંસુધી તે દોષ બન્યો રહે છે, ત્યાંસુધી મન

પરમાત્માને જાણવામાં સાધન નથી બની શકતું. જેમ દર્પણથી આંખ અને તેની અંદર રહેલો સુરમો, ( અંજન ) દેખાય છે, પરંતુ મેલુ દર્પણ આંખ અને સુરમાના દર્શન નથી કરાવી શકતુ. તે કારણથી આંખ અને સુરમાને જોવા માટે પ્રથમ દર્પણને શુદ્ધ કરે છે. જ્યાંસુધી દર્પણ શુધ્ધ ન હોય, ત્યાંસુધી કેવી રીતે તેનાથી જ્ઞાન થઇ શકે. તે મનુષ્ય મૂર્ખ છે, કે જે મનને શુધ્ધ કર્યા વિના જીવાત્મા અને પરમાત્માને જોવાની ઈચ્છા રાખે છે. અને તે ગુરુ કપટી છે, કે જે પરમાત્માને દેખાડવા માટે મનના દોષોને દૂર કરવાના તે સિવાય બીજા સાધનો બતાવે છે.

પ્રશ્ન—વિક્ષેપ દોષ કોને કહેવાય છે?

ઉત્તર—મનની ચંચળતાનું નામ વિક્ષેપ દોષ છે. મન એવા વેગથી સંકલ્પ વિકલ્પ કરે છે કે, તેનું ચાલવું વિજળીની ગતિથી પણ વિશેષ છે. જો તે પ્રમાણે વેગથી ગતિ કરવાવાળા દર્પણથી કોઈ આંખ અને તેની અંદરના સુરમાને જોવા ચાહે, તો શી રીતે સફળ થઈ શકે.

પ્રશ્ન—આવરણ દોષ કોને કહેવાય છે?

ઉત્તર-જો દર્પણ ઉપર એક કાગળ પડયો હોય, તો તેમાં આંખ અને તેની અંદરના સુરમાના દર્શન નહિં થઈ શકે. અત: જ્યાંસુધી દોષ દૂર ન થાય, ત્યાંસુધી આત્મા અને પરમાત્માને જાણવા કઠણ છે.

પ્રશ્ન-તે દોષને દૂર કરવાનો શો ઉપાય છે? જેનાથી પરમાત્માને જાણવા યોગ્ય બની શકે?

ઉત્તર-અંધકારને દૂર કરવાનો ઉપાય બ્રહ્મચર્યાશ્રમદ્વારા વેદ વેદાંગ અને ઉપાંગને યથાવત્ ભણવા. પછી વેદમાં બતાવેલા નિષ્કામ

કર્મથી મનના મળ દોષ દૂર કરવા. જે પ્રકારે મનમાં બીજાને હાનિ પહોંચાડવાનો વિચાર થયો હતો. તેની જગ્યાએ બીજાઓની સાથે પરોપકારના વિચાર કાયમ કરવા. જેના માટે ગૃહસ્થાશ્રમ બનાવ્યો. પછી વિક્ષેપ દોષને દૂર કરવા માટે વાનપ્રસ્પાશ્રમ બનાવીને અષ્ટાંગ યોગનો અભ્યાસ અથવા વૈરાગ્યથી મનની ચંચળતાને દૂર કરવી. વૈરાગ્ય અને અભ્યાસ સિવાય બીજું કોઈ સાધન મનને સ્થિર કરવાનું નથી. પછી સન્યાસ આશ્રમથી મનના ઉપર જે અહંકારનો પડદો પડયો છે, તેને દૂર કરવો. અર્થાત્ તે ચારે આશ્રમોનું નિયમ પૂર્વક પાલન કરવું, એજ પરમાત્માને જાણવાનો સન્માર્ગ છે. તેનાથી વિરૂધ્ધ ચાલવાવાળાને કદી પણ જ્ઞાન પ્રાપ્ત નથી થઇ શકતું.

સંગતિ—હવે ઉક્ત આત્મતત્વના વાચક ૐકારનું કથન કરે છે.

**सोऽयमात्माऽध्यक्षरमोंकारोऽधिमात्रं पादामात्रामात्राश्च पादा अकार उकारो मकार इति ॥ ८ ॥**

શબ્દાર્થ—( **सः** ) એ માટે ( **अयमात्मा** ) એ જીવની અંદર વાસ કરવાવાળા આત્મા ( **अक्षरम्** ) નાશ રહિત ( **ओंकार** ) ઓઉમ્ છે. ( **अधिमात्र** ) માત્રા તેનાથી બતાવી ( **पादः** ) પાદ અર્થાત્ ભાગોથી જુદી કરીને ( **मात्रा** ) માત્રાથી વિભાગ કરીને ( **मात्राश्च** ) માત્રામાં ( **पादा** ) ભાગ છે ( **अकार** ) અકાર ( **उकार** ) ઉકાર ( **मकार** ) મકાર.

અર્થ—એથી એ આત્મા જે વિનાશ રહિત અને જીવની અંદર વાસ કરવાવાળા છે. તે પાદ અને માત્રાના વિભાગથી વિભાજીત કરીને અકાર, ઉકાર. મકારના શબ્દથી પ્રકાશિત કરવામાં આવ્યા છે. જેનાથી સમજવાવાળાને સરળતાથી પરમાત્માનું જ્ઞાન થઇ શકે. સમસ્ત સંસારમાં જાણવા યોગ્ય ચારજ વસ્તુ છે. જે ચાર

પાદ કહેવાય છે. ત્રણ પ્રકૃતિના ગુણ અને એક ત્રણેથી પૃથક. ચાર આશ્રમ, ચાર વર્ણ, ચાર વેદ, ચાર અવસ્થા, જાણવાના ચાર સાધન છે. પરંતુ બ્રહ્મ ચારથી જ જાણવામાં આવે છે. તે કારણથી ઓ૩મ્ અક્ષરમાં ત્રણ પાદ તો ચેતન જીવાત્માના, જેમ પ્રકૃતિના ગુણોને અલ્પજ્ઞતાથી ભોગવે છે. તે બતાવીને ચોથામાં તે જીવની અંદર રહેવાવાળા પરમાત્માને પ્રગટ કર્યા.

**સંગતિ**—હવે પ્રથમ માત્રા અને પ્રથમપાદનું સમાનાધિકરણ કથન કરતા થકા તેના ફળનું વર્ણન કરે છે.

**जागरितस्थानो वैश्वानरोऽकारः प्रथमा मात्राप्तेरादिमत्वाद्वाप्नोति ह वै सर्वान कामानादिश्च भवति य एवं वेद ॥ ९ ॥**

**શબ્દાર્થ**—( **जागरितस्थानः** ) જાગ્રત દશાના અભિમાની જીવમાં વ્યાપક ( **वैश्वानर** ) વૈશ્વાનર નામવાળા ( **अकार** ) અકાર ( **प्रथमा** ) પ્રથમ માત્રા છે. ( **मात्रा** ) સર્વ અક્ષરોમાં વ્યાપક હોવાથી ( **आप्तेः** ) મેળવવા ( **आर्दिमत्वात** ) સર્વ અક્ષરોમાં પહેલા હોવાથી ( **आप्नोति** ) મેળવી શકાય છે. ( **हवै** ) નિશ્ચય કરીને ( **सर्वानकामान्** ) સંપૂર્ણ ઇચ્છાઓના આદિકારણ ( **च** ) પણ ( **भवति** ) થાય છે. ( **यः** ) જે ( **एवं** ) એ પ્રકાર ( **वेद** ) જાણે છે.

**અર્થ**—ઓંકારની પ્રથમ જે માત્રા અર્થાત્ અક્ષર અકાર છે, તેનું નામ વૈશ્વાનર છે. કેમકે જે પ્રકારે અકાર સર્વ અક્ષરોમાં વ્યાપક છે. વિના સકારથી કોઈપણ અક્ષર બોલી સકતા નથી. એવી જ રીતે પરમાત્મા જે વૈશ્વાનર છે, તે સર્વ પદાર્થોની અંદર વ્યાપક

છે. તેની સત્તાવિના સંસારની અંદર કોઈ નિયમ સ્થિત નથી થઇ સકતો. બીજું સંપૂર્ણ અક્ષરોમાં અકાર પ્રથમ છે. તે પ્રકારે સૃષ્ટિના સર્વ કારણોમાં પરમાત્મા પ્રથમ કારણ છે, અર્થાત્ કર્તા છે. વિના કોઈ કર્ત્તા કારણ કાર્યમાં પ્રવૃત નથી થઇ સકતું, અર્થાત્ માટી કદાપી પોતાની મેળે ઘડો નથી બની સકતી. લોઢાથી વિના કર્ત્તા ઘડીયાળ નથી બની શકાતું. જે મનુષ્ય વિના કર્ત્તા જગતની ઉત્પતિ માને છે, તેની પાસે દૃષ્ટાંટ માટે કોઇ શબ્દ નથી.

પ્રશ્ન—જગત અનાદિ છે, તેનું કોઈ આદિ નથી, અકાર સર્વમાં વ્યાપક નથી.

ઉત્તર—જે વસ્તુ વિકાર વાળી છે, તે અનાદિ કેવી રીતે થઇ શકે. જગતના પદાર્થોમાં છ વિકાર, અર્થાત્ ૧–ઉત્પન્ન થવું, ૨–વધવું, ૩–એક સીમા સુધી વધીને રોકાઇ જવું, ૪–રૂપ બદલવું, ૫–ઘટવું, ૬–નાશ થવું જોવામાં આવે છે. જ્યારે જગતના પ્રત્યેક પદાર્થ વિકાર યુક્ત છે, તો તેનો ગોગ વિકારથી શૂન્ય કેવી રીતે હોઇ શકે ? જ્યારે સંપૂર્ણ યોગના પરમાણું વિકાર યુક્ત છે, તો તે વિકાર રહિત કેવી રીતે હોઇ શકે છે. અત : જગત વિકારવાળું હોવાથી અનાદિ કદી પણ હોઈ શકતું નથી. અને આદિ કહે છે કારણને, એટલે જે ઉત્પન્ન છે, તેનું કારણ અવશ્ય છે. અને કોઈ વ્યંજનનું ઉચ્ચારણ, વિના અકાર નથી થઈ શકતું.

પ્રશ્ન—જ્યારે એકાર, ઉકારનું ઉચ્ચારણ વિના અકારથી થાય, છે, તો કેવા પ્રકારે કહી શકાય, કે અકાર વિના કોઇનું ઉચ્ચારણ નથી થઇ શકતું ?

ઉત્તર—એકાર અને ઉકાર બન્ને સ્વર એ કારણથી જુદા છે, કે જીવ અને પ્રકૃતિ, તે જે બ્રહ્મની સંપત્તિ તથા પ્રજા છે, તે નિત્ય છે. એ કારણે ત્રણ સ્વર જે નિત્ય છે, અર્થાત્ અકાર બ્રહ્મ, અને ઉકાર જીવ, અને એકાર પ્રકૃતિ. બાકી બધા સ્વર અને વ્યંજન

યૌગિક છે. સ્વરની પરિભાષા જ એ છે, જે સ્વયં પોતે જ હોય, જેનું કોઇ કારણ ન હોય. અત: જીવની ત્રણ અવસ્થાઓમાં બ્રહ્મ તેની અંદર વિરાજમાન હોય છે, તે કારણ ત્રણ પાદ અને માત્રાઓ જીવને દેખાડી. ચોથું પાદ અને માત્રા બ્રહ્મ છે. બ્રહ્મની અંદર કોઈ નથી. તે સૂક્ષ્મથી સૂક્ષ્મ અને સર્વથી મહાન સર્વની અંદર રહીને સર્વના પ્રબંધક છે. જ્યાંસુધી જીવ તેને ન જાણે, ત્યાંસુધી તેને યથાર્થ શાન્તિ નથી મળી શકતી.

**પ્રશ્ન**—જ્યારે જીવ, પ્રકૃતિ અને બ્રહ્મ ત્રણે નિત્ય છે, તો એકલા બ્રહ્મને સર્વની અંદર માનવો અને પ્રકૃતિને ન માનવી ઠીક નથી?

**ઉત્તર**—જેવી રીતે અકારના વિના તો કોઇ વ્યંજનનું ઉચ્ચારણ નથી થઈ શકતું. શું એકાર, ઉકારની પણ એવી દશા છે? કદી નહિં. એ દ્રષ્ટાંતથી બતાવવામાં આવ્યું છે કે, બ્રહ્મના વિના તો વસ્તુ સ્થિત નથી રહી શકતી. પરંતુ એવા પદાર્થ જેની અંદર જીવ નથી, જેનાથી જગત બે પ્રકારનું કહેવામાં આવે છે. એક જડ બીજું ચેતન, અથવા સ્થાવર, જંગમ, ચરાચર ઈત્યાદિ.

**પ્રશ્ન**—ભલા વારૂં! જીવના હોવા ન હોવાથી તો જડ ચેતનનો ભેદ કર્યો. પરંતુ પ્રકૃતિને તો સર્વની અંદર માનવી જ પડશે, પછી એકલા બ્રહ્મને જ કેમ વ્યાપક કહ્યા?

**ઉત્તર**—સૂક્ષ્મ વસ્તુની અંદર સ્થૂળ વસ્તુ નથી જઇ શકતી. પરંતુ સ્થૂળની અંદર સૂક્ષ્મ જઇ શકે છે. અત: પ્રકૃતિ સ્થૂળ છે, તેની અંદર જીવ અને બ્રહ્મ રહી શકે છે, પરંતુ જીવ અને બ્રહ્મની અંદર પ્રકૃતિ નથી વ્યાપક થઇ શકતી. અત: એકલો બ્રહ્મ જ વ્યાપક થઇ શકે છે. જીવ એકદેશી હોવાથી વ્યાપક નથી થઇ સકતો, અને પ્રકૃતિ સ્થૂળ હોવાથી.

**સંગતિ**—હવે દ્વિતીય માત્રા અને દ્વિતીય પાદનું સમાનાધિકરણ કથન કરતા થકા, તેના જ્ઞાનનું ફળ વર્ણન કરે છે.

**स्वप्नस्थानस्तैजस उकारो द्वितिया मात्रोत्कर्षादुभयत्वा-द्वोत्कर्षति ह वै ज्ञानसन्ततिं समानश्च भवति नास्याब्रह्मवित्कुले भवति एवं वेद ॥१०॥**

શબ્દાર્થ—(**स्वप्नस्थानः**) સ્વપ્નની દશા જે સ્થાનમાં છે. (**तैजसः**) તૈજસ નામ (**उकार**) બીજી માત્રા છે. (**उत्कर्षात्**) મહાન હોવાથી (**ऊभयत्वाद**) બન્નેના વચ્ચે હોવાથી અથવા બન્નેની સાથે સંબંધ હોવાથી (**उत्कर्षति**) મહત્તાને પાપ્ત કરે છે. (**ज्ञानसन्ततिम्**) જ્ઞાનથી ઉત્પાદક ફળને પ્રાપ્ત થાય છે. (**समानश्च**) જે ન કદી દુ:ખી ન સુખી, ન મિત્ર ન શત્રુ સર્વને સમાન થાય છે. (**न**) નહિં, (**अस्य**) એનું કુલ (**अब्रह्मविद्**) બ્રહ્મને ન જાણવાવાળું (**भवति**) થાય છે. (**यः**) જે (**एवं**) એ પ્રમાણે (**वेद**) જાણે છે.

અર્થ:—દ્વિતીય પાદ અર્થાત્ તૈજસને બીજી માત્રા ઉકારથી અનુકૂળ કરીને બતાવે છે. સ્વપ્ન બન્ને દશાઓના મધ્યમાં થાય છે. જાગ્રત અને નિંદ્રાની મધ્યમ દશાનું નામ સ્વપ્ન કહેવાય છે. એ કારણથી તે બન્ને દશાઓની મધ્યમાં થાય છે, અને તે જાગ્રતથી ઉત્તમ થાય છે. કેમકે જાગ્રતની અવસ્થામાં તો વિષયોના સંસ્કાર વધે છે, અને સ્વપ્નમાં તેની ઉન્નતિ રોકાઈ જાય છે. અહિંયાં ઉકારથી આશય જીવાત્માનો છે. જે સંસારમાં નૈમિત્તિક જ્ઞાનને પ્રાપ્ત કરે છે. જે પ્રકૃતિથી ઉત્તમ છે. કેમકે પ્રકૃતિમાં જ્ઞાન નથી, અને જીવાત્મા જ્ઞાનને પ્રાપ્ત કરીને તેનાથી મળનારા આનંદને મેળવે છે. અને બ્રહ્મ પ્રકૃતિના મધ્યમાં છે. અને બ્રહ્મની માફક જ્ઞાન સ્વરૂપ નથી. જેને બાહ્ય જ્ઞાનની આવશ્યકતા જ ન હોય, અથવા જેનો નિયમ ઉન્નતિ ન કરી શકે, અને પ્રકૃતિની માફક જ્ઞાનથી શૂન્ય હોય,

તે અલ્પજ્ઞ છે. જો તે પ્રકૃતિની સાથે સંબંધ કરે તો મિથ્યાજ્ઞાની થઇને અજ્ઞાન સ્વરૂપ પ્રકૃતિના ધર્મ દુ:ખને ગ્રહણુ કરી લે છે. પ્રકૃતિ દુ:ખ સ્વરૂપ છે, જીવ તેના સંગથી દુ:ખને પ્રાપ્ત થાય છે. જેમકે જાગ્રત અવસ્થાથાં માલુમ થાય છે. જાગ્રત અવસ્થામાં સંપૂર્ણ ઇંદ્રિયો પ્રકૃતિના વિષયોની સાથે સંબંધ રાખે છે, જેનાથી સર્વ પ્રકારના દુ:ખ ઈર્ષા, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ ઇત્યાદિ પ્રાપ્ત થાય છે. માનો જાગ્રત અવસ્થા પ્રકૃતિની સાથે સંબંધ ઉત્પન્ન કરે છે. સ્વપ્ન જાગ્રતથી એવી રીતે ઉત્તમ છે. જેમ પ્રકૃતિથી જીવ. જાગ્રતમાં પ્રકૃતિના સંસ્કાર વધે છે, સ્વપ્નમાં નહિં. સુષુપ્તિમાં જીવનો બ્રહ્મથી સંબંધ થાય છે, અને જાગ્રતમાં પ્રકૃતિથી. સ્વપ્ન બન્નેના વચમાં છે, જેમ બ્રહ્મ જ્ઞાન સ્વરૂપ અને પ્રકૃતિ અજ્ઞાન સ્વરૂપ છે પરંતુ જીવ ન તો જ્ઞાન સ્વરૂપ છે. ન અજ્ઞાન સ્વરૂપ છે થોડું જ્ઞાન છે. બાકી વસ્તુઓના સીમાબધ્ધ હોવાથી અજ્ઞાન રહે છે. જેટલી વસ્તુઓનું ઇંદ્રિયોદ્વરા મનમાં જ્ઞાન થાય છે, જેટલા શબ્દ સાંભળ્યા છે, જેટલા રૂપ જોયાં છે, જેટલી વસ્તુઓનો રસ ચાખ્યો છે, જેટલી ગધ સુંઘી છે, જેટલો સ્પર્શ કર્યો છે, તે બધાના સંસ્કાર મનમાં રહે છે, તેનું સ્મરણ થાય છે, તેને સ્વપ્નમાં જુએ છે. શેષ સંપૂર્ણ વસ્તુ-ઓથી અજ્ઞાની રહે છે. જ્યારે જીવાત્મા પરમાત્માથી સંબંધ જોડે છે, ત્યારે તેનું બાહ્યજ્ઞાન અલ્પ થઇ જાય છે, અને સુખની વૃધ્ધિ થાય છે. જ્યારે પ્રકૃતિની સાથે સંબંધ જોડે છે, તો તેનું બાહ્યજ્ઞાન વધે છે, અને સુખ ઘટે છે. જાગ્રત અવસ્થામાં પ્રાકૃતિક સંબધ થાય છે, અને સુષુપ્તિ અવશ્થામાં પરમાત્માથી, અને સ્વપ્ન અવસ્થા બન્નેના મધ્યમાં છે. તે કારણુ જાગ્રત અવસ્થાથી ઉત્તમ અને બન્નેના મધ્યે રહેવાવાળી છે. જે આ વાતને સારી પેઠે જાણે છે, તેના કુટુંબમાં બ્રહ્મજ્ઞાની ઉત્પન્ન થાય છે, કોઇ બ્રહ્મને ન જાણુવાવાળો તે કુળમાં પેદા થતો નથી.

**સંગતિ**—હવે તૃતીયપાદ અને ત્રીજી માત્રાનું સમાનાધિકરણ કથન કરતા થકા તેનું ફળ વર્ણન કરે છે.

**सुषुप्तस्थानः प्राज्ञो मकारस्तृतीया मात्रा मीतेरपीतेर्वा मिनोति ह वा इद ँ सर्वमपीतिश्च भवति य एवं वेद ॥११॥**

**શબ્દાર્થ**—(**सुषुप्तस्थानः**) સુષુપ્તસ્થાન (**प्राज्ञः**) પ્રાજ્ઞ નામવાળા (**मकारस्तृतीया मात्रा**) મકાર ત્રીજી માત્રા છે. (**मितेः**) અનુમાન કરવાથી (**अपीतेर्वा**) એકજ થઇ જવાથી (**मिनोति**) અનુમાન કરે છે. (**हवा**) યથાવત્ (**इदंसर्वम्**) આ સર્વ જગતને (**अपीतिश्च भवति**) આ જગતનું જે કારણ છે, તેને પ્રાપ્ત થાય છે. (**यः**) જે (**एवं**) એ પ્રકારે (**वेद**) જાણે છે.

**અર્થ**—ઉંઘવાની દશામાં જીવનું નામ પ્રાજ્ઞ થાય છે, એ માટે મકાર ત્રીજી માત્રા છે. તેને બતાવવા માટે અનુકૂળતાનું કારણ શું છે? એના જવાબમાં બતાવ્યું છે કે, પ્રાજ્ઞથી વિશ્વ અને તૈજસનું અનુમાન કરવામાં આવે છે. બીજું જે પ્રકારે પ્રથમ અકાર, ઉકાર, મકારના યોગથી **ओ३म्** એક થઇ જાય છે, તે પ્રકારે પ્રાજ્ઞ અર્થાત્ સુવાની દશામાં સંપૂર્ણ નૈમિત્તિક જ્ઞાનથી અલગ થઇને, અંદર રહેવાવાળા આત્મામાં મનને જોડીને, આ બધા જગતનું ઠીક ઠીક અનુમાન કરી લે છે. કેમકે જે સમયે જાગ્રત હતું, તે વખતે બહારથી કલેશ અંદર આવતા હતા. જ્યારે સ્વપ્નની દશામાં આવ્યા ત્યારે બહારથી કલેશ આવવા બંધ થઇ ગયા, પરંતુ આવેલા હાજર રહ્યાં, પરંતુ જ્યારે સુષુપ્તિ દશામાં અણુ બહારથી આવ્યા સિવાય અંદરના પણ શેષ ન રહ્યાં. કેમકે તે પણ સ્વરૂપથી પ્રથક્ મનમાં આત્મભાવ હોવાના કારણથી હતા. જ્યારે મનની સાથેનો

સંબંધ ટૂટી ગયો, અર્થાત્ તેમાં અહંકાર ન રહ્યો, ત્યારે સર્વ ક્લેશ દૂર થઈ ગયા. એનાથી જીવને જગતનું અનુમાન વિદિત થઇ ગયું, કે જ્યારે ઈન્દ્રિયોના વિષયોથી સંબંધ થાય છે, ત્યારે મન બહુજ ફેલાઇ જાય છે, જેનાથી દુઃખજ દુઃખ પ્રતીત થાય છે. મકાન બળી ગયું, મન દુઃખી થઇ ગયું. ધનનો નાશ થઈ ગયો, મન દુખી થઈ ગયું. પુત્ર મરી ગયો, મન દુ:ખી થઇ ગયું. કોઇ સંબંધી મરી ગયો, મન દુઃખી થઈ ગયું. ઘોડો મરી ગયો, મન દુઃખી થઈ ગયું. પોતાના શરીરથી અતિરિક્ત હુંપદ એટલી વધી જાય છે કે, જેની કોઇ હદ રહેતી નથી. અને જેટલી હુંપદ ઉન્નતિ કરે છે, તેટલીજ દુઃખ વૃદ્ધિ થાય છે. જાગ્રત અવસ્થામાં અહંકાર પોતાના શરીરથી બહારની વસ્તુઓનો પણ બન્યો રહે છે. પરંતુ સ્વપ્નની દશામાં જાગ્રત અવસ્થાની અપેક્ષા ઉત્તમતા માનવામાં આવી છે; પરંતુ જ્યારે ઉંઘી જાય છે ત્યારે હુંપદ નથી જગતના પદાર્થોમાં રહેતી, ન શરીરમાં, ન સૂક્ષ્મ શરીરમાં; જ્યારે તે હુંપદ એ નાશવાળી વસ્તુથી પ્રથક્ થઇ ગઇ, ત્યારે કોના નાશથી દુઃખ થાય ? તે સમયે તે કેવળ જીવાત્માની અંદર જતી રહી. જ્યારે હુંપદ જીવાત્માના અંદર રહે છે. તો તેનો નાશ નથી થઇ શકતો, કે જેનાથી કોઈ દુઃખ થઇ શકે. પરંતુ જીવાત્માનો જ્ઞાન સ્વાભાવિક ગુણ છે, જે વગર જાણે રહી શકતો નથી. જ્યારે બહારનો સંબંધ ટૂટી ગયો, તો બહારનું જ્ઞાન તો બંધ થઈ ગયું, જેનાથી જીવાત્માને દુઃખ ન રહ્યું. હવે તેણે અંદર જોવું શરૂ કર્યું જ્યાં એકજ આનંદ સ્વરૂપ હતા. જો બે હોત તો જ્ઞાન થાત, એકમાં જ્ઞાન કેવા પ્રકારે થઈ શકે છે, અતઃ આનંદમાં જીવ રહ્યો, જેનાથી તે સંપૂર્ણ દુઃખ જે જાગ્રતમાં રહ્યા હતા તે જતા રહ્યા.

**સંગતિ—હવે અમાત્ર રૂપ ચતુર્થ તુરીયપાદનું ફળ કથન કરે છે.**

अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपंचोपशमः शिवोऽद्वैत एवमोंकारः। आत्मैव संविशत्यात्मनाऽत्मानं य एवं वेद य एवं वेद ॥१२॥

**શબ્દાર્થ**—(**अमात्र**) જેના માટે કોઇ માત્રા નથી. (**चतुर्थ**) ચોથું પાદ (**अव्यवहार्यः**) જેના પર કોઇ વ્યવહાર; નથી થઈ શકતો (**प्रपंचोपशमः**) જ્યાં પહોંચી જઇને એ પ્રપંચ અથાત્ જ્ઞાન દૂર થઇ જાય છે. (**शिवः**) કલ્યાણકારી ક્ષુધા, તૃષા, શોક, મોહ અને ઘડપણ અને મૃત્યુથી રહિત (**अद्वैतम्**) અનુપમ (**ओंकार**) ૐકાર છે. (**आत्मा**) જીવાત્મા (**एव**) છે. (**संविशति**) વ્યાપ્ત થાય. (**आत्मानम्**) પરમાત્માથી (**आत्मानं**) આત્માને (**एवं**) એ પ્રકારે (**वेद**) જાણે છે. એ વચન ગ્રન્થ સમાપ્તિનું સૂચક છે.

**અર્થ**—અહિં સુધી તો સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરના અભિમાનથી ત્રણ પાદ અને ત્રણ માત્રા **ओ३म्**થી પ્રગટ કરીને હવે એ ત્રણે શરીરોના અભિમાની જીવાત્માની અંદર જે વ્યાપક પરમાત્મા છે, તો તેને તે અવસ્થાઓથી સંબંધ છે, ન કે તે ત્રણ શરીરોથી; અને ન ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા, મૃત્યુનો તેના ઉપર કોઈ પ્રભાવ છે. જે પ્રકારે જીવ ઘણા છે, પરંતુ પરમાત્મા એકજ છે. તેની કોઇ ઉપમા નથી, તે જીવની અંદર પણ વ્યાપક છે. જે જીવાત્માને એ પ્રકારે જાણે છે, કે જ્યારે તે બહારનો સંબંધ છોડીને પોતાની અંદર પરમાત્માને વ્યાપક જોઇને, તે કહે છે કે મારામાં જે વ્યાપક છે, એ બ્રહ્મ છે, એ આત્મા છે. તેને કોઇ દુ:ખ થતું જ નથી. જે પ્રકારે સૂર્યના નજીક જવાથી અંધકાર સ્વયં ચાલી જાય છે, તે પ્રકારે પરમાત્માને પોતાની અંદર જોવાથી સર્વ દોષ દૂર થઇ જાય છે.

જે મનુષ્ય વિચારથી આ ઉપનિષદ્‌ને ભણે છે, તે તો આત્મ-જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. અને જે મનુષ્ય અવિચારથી ભણે છે,

માયાવાદની જાળમાં ફસાઈ જાય છે. વેદાન્ત દર્શન એવું ઉત્તમ દર્શન છે કે, જેને જાણુવાવાળા મનુષ્ય મનુષ્યત્વની પદવીથી આગળ વધી જાય છે, જે મનુષ્ય વેદાન્ત નથી જાણુતા, તે મનુષ્યત્વથી ગબડેલા છે, કેમકે જે મનુષ્ય એ નથી જાણુતા હું કાણુ છું? તેનાથી વધીને સંસારમાં મૂર્ખ કાણુ હાઈ સકે છે? સંપૂર્ણ સંસારના રાગની ચિકિત્સા જાણું છું, પરંતુ પાતાના રાગ જાણી સકતા નથી. અને તેની ચિકિત્સા પણુ નથી કરી સકતા તા મારે બીજા રાગાની ચિકિત્સા જાણુવાથી શા લાભ છે? કારણુ કે હું જ્યાંસુધી પાતે આરાગ્ય થઈને તેની બિમારીની ચિકિત્સા ન કરૂં, તા મારા જ્ઞાનથી બીજાને શા લાભ પહોંચી શકે છે? વેદાન્ત શાસ્ત્ર જ છે, કે જે જીવને પાતાના સ્વરૂપનું જ્ઞાન કરાવીને સર્વ પ્રકારના દુઃખ અને ભયથી મુક્ત કરાવી શકે છે. માયાવાદીઓએ તા વેદાન્ત શાસ્ત્રને કલંકિત કરી રાખ્યું છે, પરંતુ તે વાસ્તવમાં ઠીક નથી. ઘણા મનુષ્યા એમ કહે છે કે વેદાન્તિ મનુષ્ય આળસુ હાય છે. અને નકામા થઇ જાય છે, પરંતુ એ વિચાર કેવળ મૂર્ખોના છે. વાસ્તવમાં વેદાન્તિ પાતાના સ્વરૂપને જાણે છે. એના નિશ્ચય થાય છે કે આત્મા નિત્ય છે. કાઇ શક્તિ એવી નથી, કે જે આત્માને હાની પહોંચાડી શકે! કાઈ શસ્ત્ર એવું નથી કે જે આત્માને કાપી શકે! કાઈ અગ્નિ એવા નથી, કે તે આત્માને બાળી શકે! જો સંસારની સર્વ શક્તિઓ એકત્રિત થઈ જાય, તા પણુ આત્માને કાઇ હાની નથી થઇ શકતી, ક્ષુધા, તૃષા પ્રાણોના ધર્મ છે. આત્મા-પ્રાણુ નથી. પ્રાણુ ઉત્પન્ન તથા નાશ થવાવાળા છે. તેના ધર્મથી આત્માને દુઃખ નથી. પ્રાણુને પરમાત્માએ કર્મોના ફળ ભોગવવા માટે અવધિ–મુદત આપી છે. જેની રક્ષા પરમાત્માનું કામ છે. જ્યાંસુધી પરમાત્મા તેની રક્ષા કરશે, ત્યાંસુધી તે સુરક્ષિત રહેવાના. પરમાત્માની આજ્ઞા થતાં જ કાઇ પણુ તેને સ્થિર નથી રાખી શકતા.

સંસારના મોટા મોટા રાજાઓને પણ એક મિનિટમાં ચાલવાનું થવાનું. કોઇ સેના તથા તોપ, ડાયનામેંટના ગોળા અને બંદુકો, ગઢ અને ખંદકો એક પળના માટે એ વારંટ જે પ્રાણને લેવા આવેલ છે, તેને રોકી નહિ શકે. સંસારમાં અનેક રાજાને નાશ પણ થવાનું છે. નાશથી રહિતનો નાશવાળાથી શો મેળ? તે માટે પ્રાણોની રક્ષાની તેને કોઈ ચિંતા નથી. તે રોટી માટે પોતાના ધર્મને નથી વેચી શકતો. તે જાણે છે કે, મનુષ્ય ત્રણ પ્રકારના હોય છે. એક પામર બીજા વિષયી અને ત્રીજા મુમુક્ષુ. જે મનુષ્ય પશુઓના શરીરથી આવે છે, તેની અંદર પશુઓના સંસ્કાર હોય છે. પશુઓને ખાવા સિવાય બીજી કોઇ ચિંતા નથી હોતી. તેને એ નિશ્ચય નથી થતો, કે જે માલિકે મને ખીલીપર બાંધ્યો છે, જેને મારાથી કામ લેવું છે, તે મને અવશ્ય ખાવાનું આપશે. માલિક ખાવાનું આપવા આવે છે, પશુ દોરડુ તોડવા માટે દોડે છે, જ્યાંસુધી ચારો તેની પાસે ન આવે, ત્યાંસુધી તેને શાન્તિ નથી થતી. તે પોતાના સાથીઓથી ચારા માટે લડે છે. એવી જ રીતે જે મનુષ્ય પશુ શરીરથી આવેલ છે, જેનામાં જ્ઞાનના સંસ્કાર બહુ ઓછા છે, જે પુનર્જન્મના સિદ્ધાંતથી અજાણુ છે, આત્માની સત્તાથી અજાણુ છે, પરમાત્માના અને એના નામોથી દૂર છે, જે કર્મ અને ફળ ભોગવવાના વિધાનથી અજાણુ છે, તે પામર મનુષ્ય છે. જેના જીવનનો ઉદ્દેશ્ય જ રોટલી છે. ભારતવર્ષમાં આજ પણ લાખો પામર મનુષ્ય છે. જેને ધર્મ કર્મનું કાંઇ પણ જ્ઞાન નથી; જે કેવળ રોટલીની શોધજ મુખ્ય સમજે છે. જેના હૃદયમાં એ ઠસ્યું છે કે, જો અમે પોતાના ધર્મની તરફ લાગી જઈએ, તો રોટલી ક્યાંથી આવે? તે એ નથી જોઈ શકતા કે જે સમય મનુષ્ય ઘણું થોડું જુઠું બોલતા હતા, જે સમય મનુષ્ય અંગ્રેજી શિક્ષાથી શૂન્ય હતા, જે સમય મનુષ્ય અંગ્રેજી વિજ્ઞાનથી નિતાન્ત અજાણુ હતા, તે

વખતે રોટલી કેવી સરળતાથી મળતી હતી. તે સમયે ન તો એવા સૂકા કડાકા થતા હતા, કે ન તો રોગ ફેલાતા હતા. જેટલી અંગ્રેજી શિક્ષા વધતી જાય છે, તે પ્રમાણે મનુષ્ય પરમાત્માને ભૂલીને પ્રકૃતિના ઉપાસક બનતા ગયા. જેનું પરિણામ હર પ્રકારથી દુઃખ ભોગવવાનું હતું. જેમકે સરકારના વિરોધી આરામથી નથી સૂઈ શકતા, તેમને રાત દિવસ પકડાઇ જવાનો ભય લાગ્યો રહે છે. જો કે સરકાર અલ્પજ્ઞ છે, તે વિરોધીઓના મનની વાતોને નથી જાણી શકતી, તેને ગુપ્ત ભેદી પુરૂષોથી પત્તો લગાડવાની જરૂર પડે છે. એટલી નિર્બળતા પર પણ વિદ્રોહી પકડાઈ જાય છે, અને દંડ ભોગવે છે. તે દંડને આપીને કે ભોગવીને વિદ્રોહિયોનું ચિત્ત અશાંત રહે છે. તો પછી તે સર્વવ્યાપક, સર્વ શકિતમાન્ પરમાત્માના વિદ્રોહી, જેના સર્વજ્ઞ હોવામાં કોઈ ગુપ્તભેદની આવશ્યકતા નથી. જેના દંડથી જુઠી સાક્ષી નથી બચાવી શકતી, કોઇ યોગ્ય વકીલ પણ કાયદા કાનુનથી નથી છોડાવી શકતો; તો પછી તેનાથી વિરોધ કરીને જેઓ સુખ ચાહે છે, તે ચોકખા પશુ જ કહેવાશે. બીજા પ્રકારના મનુષ્ય વિષયી કહેવાય છે; જે એ પશુઓથી કાંઇ અધિક જ્ઞાન રાખે છે. તે દરેક વસ્તુને સુધારીને પ્રયોગ કરવા ચાહે છે, તે પ્રાકૃતિક વિજ્ઞાનના પ્રેમી અને પોતાની સત્તાથી શૂન્ય હોય છે; તેઓને પણ ન તો જીવાત્માની સત્તાનું જ્ઞાન હોય છે, અને ન તો પરમાત્માની સત્તાનું જ્ઞાન, અને તેમને પુનર્જન્મ પર ન તો કાંઈ વિશ્વાસ હોય છે, અને નહિં વેદ પર, એટલા માટે તે મનુષ્ય જીવનનો ઉદ્દેશ્ય ખાનું પીવું અને વિષય ભોગજ સમજે છે, તે બન્ને તો પુનર્જન્મ ઉપર વિશ્વાસ નહિં હોવાથી વર્તમાન જન્મના માટે વ્યવસ્થા કરે છે. વર્તમાન જન્મનો પ્રબંધ પશુ પણ કરે છે. ખાનું પીવું અને વિષયભોગ પણ પશુઓમાં દેખાઇ આવે છે. તે પોતે પોતાને પશુઓથી આગળ નથી લઈ જઈ શકતા. તે વારંવાર

પશુઓના શરીરમાં જન્મ લે છે. તેમનું જીવન બહુ મૂલ્ય જીવન નથી હોતું, કેમકે પોતાના જીવનને શરીરની ગાડીને ધોવા અને ઘોડાના ચરાવવામાં ખર્ચ થાય, તે ઉત્તમ પુરુષનું જીવન નથી થઇ શકતું. કેમકે ગાડીનું ધોવું અને ઘોડાનું ચરાવવું તે તો ઘોડાગાડી હાંકનાર નોકરનું કામ છે, નોકર ચાહે કેટલાએ અધિક હોય, તેનાથી દેશની પ્રતિષ્ઠા નથી હોતી, કેમકે તેઓનો આત્મા બળથી શૂન્ય હોય છે. તેઓના હૃદયમાં કદી પણ બળવાન સાહસ ઉત્પન્ન થઇ શકતું નથી. નાનું કામ અને નાના વિચાર હોય છે. નિર્બળતા તેમને આધીન રાખે છે. વેદાન્ત શાસ્ત્રના જ્ઞાતા ત્રીજા પ્રકારના મનુષ્ય હોય છે, જેમને મુમુક્ષુ કહે છે. તેમના પણ ત્રણ ભેદ છે. એક એ કે જેનું મન મેલું હતું, તે તેને શુદ્ધ કરવા માટે દરરોજ પરોપકારમાં લાગ્યા રહે છે. તે સમસ્ત સંસારની ભલાઇને જ પોતાનો ઉદ્દેશ્ય સમજે છે, તેમનું વચન એ હોય છે કે, પોતાના ઉત્સાહને ઉંચો રાખીને અર્થાત્ ઇશ્વર અને સૃષ્ટિની સમીપ હોય, તારા ઉત્સાહના અનુસાર તારૂ આદરમાન હોય, ન તો તેમને આરામની ઇચ્છા, ન ધનની, જો ઇચ્છા છે તો પરોપકારની. તે સંસારના કષ્ટોનું કાંઇ ધ્યાન નથી કરતા, તે યશ અને અપયશને તુચ્છ સમજે છે. તે માન અપમાનથી કોઈ સ્વાર્થ નથી રાખતા, તે કોઇ દશામાં પણ જીવ માત્રને હાનિ પહોંચાડવાનો વિચાર નથી કરતા. તેમના વિચાર સ્વતંત્ર રહે છે. ઇશ્વરની આજ્ઞા પર તેમને સંતોષ થાય છે. (તે જાણે છે કે, પરમાત્મા જે કાંઇ કરે છે, તે સારૂં જ કરે છે. તેમણે જે કાંઇ કર્યું તે સારૂં જ કર્યું. તે જે કાંઈ કરશે તે સારૂં જ કરશે, તે ન્યાય અને દયાથી અતિરિક્ત કાંઈ કરતા નથી.) જો તમને દુ:ખ મળે છે, તો તમારા કર્મોથી. દયાળુ પરમાત્માએ કોઇ વસ્તુ એવી નથી બનાવી કે, જે જીવોને દુઃખ દેવાવાળી હોય, અને ન કોઈ વસ્તુ સુખદાતા હોય! સુખદુઃખનું કારણ પોતાના કર્મ છે.

જો અમે જ્ઞાનને અનુકૂળ કર્મ કરીએ છીએ, તો સુખ મળે છે, અને જો જ્ઞાનના વિરૂદ્ધ કરીએ છીએ, તો દુઃખ મળે છે. જ્ઞાન આપણને બતાવે છે કે, જેવા પ્રકારનું બીજ વાવશો, તેવા જ પ્રકારનું ફળ આવશે. તેવી જ રીતે અમે બીજાની સાથે જેવી વાસના કરીએ છીએ, તેવું જ ફળ અમને મળે છે. જે મનુષ્ય બીજાને હાની પહોચાડવાનો વિચાર કરે છે, તેના મનમાં પાપનું બીજ બોવાઇ ગયું. જેનું ફળ દુઃખ સિવાય બીજુ કાંઈ હોઇ સકતું નથી. તે બીજાના દોષ સોધવા નથી જતા, ન તે કર્મને ઉચ્ચ વિચાર કહે છે; પરંતુ કોઇનામાં કોઇ દોષ નજરે પડે, તો તેનો કોઇને કોઈ ઉપાયથી દૂર કરવા ચાહે છે. તે મધમાખીની પેઠે ફુલોથી મધ કાઢે છે. તે જેને મળે છે, તેના ગુણોમાંથી કોઇને કોઈ ગુણ પ્રાપ્ત કરે છે. તે સંસારમાં રહે છે, પરંતુ મુસાફરખાનું સમજીને. સંસારને પોતાનું ઘર નથી સમજતા, તેમનો વિચાર આ દ્રષ્ટાંત પર અવલંબે છે.

**દ્રષ્ટાંત**—કોઇ એક રાજાએ એક જડાઉ છડી–લાકડી બનાવરાવી, જેમાં લાખો રૂપિયાના હીરામોતી જડાવ્યાં; એક દિવસ રાજા શ્મશાનની પાસે થઇને નિકળ્યો, ત્યાં એક દીવાના માણસને જોયો. રાજાએ તેને કહ્યું. તમે નગરમાં કેમ આવતા નથી? :દીવાના માણસે જવાબ આપ્યો. જે નગરમાં છે, તે ક્યાં જાય છે? અંતે તે પણ અહિં જ આવે છે. દીવાનાની એ વાત સાંભળીને રાજાએ તે છડી તેને આપી. દીવાનાએ કહ્યું–હું આને શું કરૂં? આ મારે શા કામની છે? રાજાએ કહ્યું–આને રાખો, જ્યારે તમારાથી વધારે કોઇ દીવાનો મળે તો તેને આપી દેજો. દીવાનાએ છડી લીધી. કેટલોક વખત વિત્યા બાદ, રાજાના મૃત્યુના દિવસ નજીક આવ્યા. સમાચાર દીવાનાએ જાણ્યા. તે રાજાની પાસે આવ્યો, અને રાજાને તબીયતના સમાચાર પૂછ્યા. રાજાએ કહ્યું–હવે મારે જવાનો અંતિમ સમય છે. દીવાનાએ

પૂછ્યું—આપ ક્યાં જશો ? રાજાએ કહ્યું—તે તો ખબર નથી. દીવાનાએ કહ્યું—જ્યાં આપ જશો, ત્યાં કેટલું લશ્કર, દારૂગોળો, તોપ બંદૂક સાથે લઈ જશો ? રાજાએ કહ્યું—ત્યારે તો તને લોક દીવાનો કહે છે. ભલા વારૂ ! શું અંત સમયે કંઇ એવો સામાન પણ સાથે જઈ શકે છે ? દીવાનાએ પાછું ફરી કહ્યું—કેટલો ખજાનો આપ સાથે લઈ જશો ? કેમકે આવી મોટી યાત્રાના માટે જેની ખબર પણ નથી, તે માટે તો બહુ જ ખર્ચની જરૂર પડશે. રાજાએ કહ્યું—ખરેખર તું દીવાનો જ છું. વારૂ. કંઇ અંતિમ યાત્રામાં ખજાનો સાથે જતો હશે ? આ યાત્રામાં વગર ધનથી જ જવું પડે છે. દીવાનાએ કહ્યું—વારૂ, કોણ કોણ મંત્રી આપની સાથે જશે ? કેમકે વિના મંત્રી તો કામ નથી ચાલી શકતું. રાજાએ કહ્યું—તું મોટો દીવાનો છું. શું અંતિમ યાત્રામાં મંત્રી કંઇ સાથે જતા હશે ! દીવાનાએ કહ્યું—ઠીક, કોણ કોણ રાણીયો સાથે આવશે ? કેમકે રાણીયો વિના એકલા યાત્રામાં તમારૂં કામ કેમ ચાલી શકે ! રાજાએ કહ્યું—તારાથી વધારે કોણ મૂર્ખ હશે ? શું આ અંતિમ યાત્રામાં રાણીયો કંઇ સાથે જતી હશે ! દીવાનાએ કહ્યું—રાણીયો નહિં તો રાજકુમાર તો સાથે આવશે, કેમકે એના વિના સંતોષ કેવી રીતે મળશે ! રાજાએ કહ્યું—નહિં, આ યાત્રામાં રાજકુમાર પણ નહિં જઈ શકે ! દીવાનાએ કહ્યું—તો પછી એકલા જ જશો ? પરંતુ કઈ સવારીથી આપ જશો ? રાજાએ કહ્યું—અરે મૂર્ખ ! આ યાત્રામાં સવારી પણ સાથે નથી જઇ સકતી ! આ સાંભળીને દીવાનાએ એ છડી રાજાની પાસે ફેંકી અને કહ્યું—મારાથી અધિક તું દીવાનો છું, હજારો માણસોને દુઃખ દઇને આવો સામાન એકત્રિત કર્યો, જેને સાથે નથી લઇ જઇ શકતો; તારાથી અધિક દીવાનો કોણ હશે ? રાજા આ સાંભળીને પશ્ચાતાપ કરવા લાગ્યો.

જે મનુષ્ય અજ્ઞાની છે, તે સાંસારિક પદાર્થોને નિત્ય સમજીને તેને એકઠા કરવામાં લાગેલા રહે છે. અને જ્ઞાની પુરુષ જાણે છે કે,

જે વસ્તુ ઉત્પન્ન થાય છે, તે અવશ્ય નષ્ટ થાય છે. કેમકે પેદા થયેલી વસ્તુ કદાપી નિત્ય નથી રહી શકતી. અનિત્યમાં નિત્ય બુદ્ધિ વિગેરે અવિદ્યાજ સર્વ દુઃખોનું કારણ છે. જે મનુષ્ય અવિદ્યાના ચક્કરમાં ફસાઈ જાય છે, તે હંમેશાં દુઃખ ભોગવે છે. જે મનુષ્ય વિદ્યાથી કામ લે છે, તે સદા સુખ ભોગવે છે. ઉત્પત્તિશીલ વસ્તુ કદી પણ નિત્ય નથી હોઇ શકતી. કરોડો રાજા થયા, પરંતુ તેમના અસ્તિ-ત્વના કોઈ ચિન્હ સંસારમાં નજરે નથી પડતા. અસંખ્ય ધનવાનો સંપત્તિ ખોઇને કંગાલ બને છે. હજારો ધનવાનોના ઘર ચોર, ડાકુ લૂંટી લે છે. સેંકડો બેંકો દેવાળું કાઢે છે. હજારો જમીનદારોની જમીનદારીઓ વેચાઇ ગઈ. કરોડો યુવાનો, બળવાન યોદ્ધા, માટીમાં મળી જઈને રાખના ઢગલા બની ગયા. ભીમ અને અર્જુનના હાડકાંના ચિન્હ પણ નથી મળતા. રામ, કૃષ્ણના શુભ કર્મો સિવાય તેમના પ્રાકૃતિક શરીરનો કાંઈ પણ પત્તો નથી. અતએવ મુમુક્ષોનો એ વિચાર છે કે, જે પ્રકારે બની શકે, સંસારનો નિષ્કામ પરોપકાર કરૂં, જેનાથી અંતઃકરણની શુદ્ધિ થઇ જાય; તો ત્રણ પ્રકારની વાસનાઓ અર્થાત્ વિત્તેષણા, પુત્રેષણા, લોકેષણા (ધનની ઇચ્છા, પુત્રની ઇચ્છા, યશની ઇચ્છા) દૂર થઈ જાય છે. જેને એ ઇચ્છાઓ કાયમ છે, તેનું મન શુદ્ધ નથી. તે પરોપકારનું કામ જો કરે છે, તો લોકેષણા અર્થાત્ યશ, પ્રતિષ્ઠા તથા મોટાઈના કારણથી કરે છે. પરંતુ તે બધું ધર્મથી ગબડાવીને પાપના ખાડામાં ધકેલી દે છે. ઇંદ્ર જેવા દેવરાજને પણ યશની ઇચ્છાથી ધર્મથી પતિત કરી દીધો. કોઈ યશની ઇચ્છાવાળો એ નથી ચ્હાતો કે મારા જેવો બીજો થાય! ધર્મના વિચારવાળા લાખો મનુષ્ય હળીમળીને કામ કરે છે, પરંતુ યશ અને પ્રતિષ્ઠા તથા કુડ-મતના વિચારવાળા બે મનુષ્ય પણ એકમાં સમાતા નથી. જેમ કવી કહે છે, એનો ભાવાર્થ એ છે કે, દશ સાધુ એક ગોદડીમાં સમાઇ શકે છે, પરંતુ બે રાજાઓ એક દેશમાં નથી સમાઇ શકતા.

જ્યાંસુધી મનુષ્યના મનમાં પરોપકારનો વિચાર રહે છે, ત્યાં સુધી તેને કોઈથી લડાઈ ઝગડો નથી થતો. જ્યાં સ્વાર્થ આવ્યો, ત્યાં લડાઇ ઝઘડા આરંભ થઇ જાય છે. જ્યાંસુધી વિદ્યા રહે છે, ત્યાં સુધી લડાઇ ઝઘડા નથી થતા, પરંતુ અવિદ્યા મહારાણીનો પગ જ્યાં પડ્યો, ત્યાં બધા કૂટાઇ મરે છે. બીજી કક્ષાના મુમુક્ષુવત્ છે, કે જેનું મન શુદ્ધ થઇ ચૂકયું છે, જે કેવળ મનની ચંચળતાને દૂર કરવા માટે અભ્યાસ અને વૈરાગ્યને કામમાં લાવે છે. મન, વિના વૈરાગ્ય અને અભ્યાસ સ્થિર થઈ શકતું નથી. યોગી પુરુષો અભ્યાસથી મનને પકડે છે. મન લોહીની ગતિથી ગતિ કરે છે. જો લોહીમાં ગતિ ન હોય, તો મન ગતિ નથી કરી શકતું. લોહી પ્રાણુની ગતિથી ક્રિયાવાન થાય છે. જો એ પ્રાણુની હરકત ન હોય, તો લોહી ગતિ નથી કરી શકતું. અતએવ જો પ્રાણુગતિ અધિકારમાં આવી જાય, તો લોહીની ગતિ વશમાં આવી જશે. જ્યારે લોહીની ગતિ વશમાં આવી જશે, ત્યારે ચંચળ મન પણ વશમાં આવી જશે. આ પ્રાણુની ગતિને વશમાં કરવા માટે મહર્ષિ પતંજલિએ યોગદર્શનમાં યમ, નિયમ ઇત્યાદિ અષ્ટાંગ યોગમાં જોડાવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, તેના માર્ગ નક્કી કર્યા છે. તે અંગો પર ઠીક પ્રકારથી અનુષ્ઠાન કરવાનું નામ અષ્ટાંગ યોગનો અભ્યાસ કહેવાય છે. આ માર્ગ ઉપર ચાલવાવાળા મનુષ્યની સિદ્ધિયોની જાળની સંપૂર્ણ બાધાઓ સ્થિર ચિત્ત થઇને અભ્યાસ કરવાથી દૂર થઇ જાય છે, પરંતુ બીજુ સાધન મનને વશમાં લાવવા માટેનું વૈરાગ્ય છે. રાગ અર્થાત્ વાસના એ વસ્તુની થાય છે, જેને આત્મા પોતાના માટે સુલભ પ્રાપ્ત ન થાય તે સમજે છે. ન તો તે વસ્તુની ઇચ્છા થાય છે, જે લાભદાયક ન હોય, અને ન તો તે વસ્તુની ઇચ્છા થાય છે, જે પ્રાપ્ત હોય. અને જે વસ્તુ પ્રાપ્ત તથા હાનિકારક હોય, તેનાથી દ્વેષ થાય છે. હવે ઉપયોગી તે વસ્તુ થાય છે, જે ન્યૂનતાને પૂરી કરે અથવા દોષને દૂર કરે. જ્યાંસુધી

જીવાત્મા અવિદ્યાથી પોતાને શરીર સમજે છે, ત્યાંસુધી જે વસ્તુ શરીરની ખામીને પૂરી કરે છે, ભોજન વિગેરે અથવા શરીરના દોષોને દૂર કરનારા યથા ઘૃત, ઔષધિ વિગેરે, ત્યારે તેને તેમાં રાગ થાય છે. જો સવારીને શરીર માટે ઉપયોગી વિચાર કરે છે, તો તેમાં રાગ થાય છે. તાત્પર્ય એ છે કે, જેટલા પદાર્થોમાં પોતાને હોવાનો અભ્યાસ થાય છે, તે સર્વને માટે ઉપયોગીમાં રાગ થાય છે. જ્યારે જીવને માલુમ પડી જાય છે કે, હું ન તો શરીર છું, અને ન ઇંદ્રિયો, પરંતુ એ મારા માર્ગમાં લઇ જવા માટેની ગાડી તથા ઘોડા છે. તેની સેવામાં લાગ્યા રહેવું એ નોકરી છે. જો એ આપણી ગાડી હોત તો એની રક્ષાની પણ જરૂર રહેતી, પણ એતો ભાડાની ગાડી છે, જેનો માલિક હર વખત ભાડુ માંગે છે. જો થોડીવાર માટે વાયુ ન મળે, તો અંદરથી અવાજ આવે છે કે, નિકળો બહાર! ચોવીસ કલાક સુધી જો પાણી ન મળે તો અવાજ આવે છે કે, નિકળો બહાર! જો ચારપાંચ દિવસ સુધી ભોજન ન મળે તો, આજ્ઞા મળે છે કે, નિકળો બહાર! ભલા વારૂ! એવી ભાડુતી ગાડીનો માલિક ક્ષણ ક્ષણમાં ભાડુ માંગતો હોય, એની ગાડીમાં નિરાંત કરીને બેસવું બુદ્ધિમાનીનું કામ નથી. એ ગાડીથી તો જેટલો માર્ગ કપાય, તેટલોજ લાભ છે. ગાડી અને ઘોડાને ચરાવવામાં વધારે વખત ગુમાવવો અજ્ઞાન છે. ગાડીની રક્ષા ગાડીનો માલીક અવશ્ય કરશે. યાત્રીને તો જેટલી યાત્રા પૂરી થાય તેટલોજ લાભ છે. જો મનુષ્યને શરીર અને આત્માનો પત્તો લાગી જાય, તે તે શરીરથી લાભ ઉઠાવી શકે છે. જેને આત્મજ્ઞાન નથી તે શરીરની આવશ્યકતામાં રાગ ઉત્પન્ન કરીને પોતે પોતાને બગાડી દે છે. જો આવશ્યકતાઓ સુધી પૂરૂ થતું હોય તો કોઇ હાની નહોતી; કેમકે પરમાત્મા પ્રત્યેક આવશ્યકતા પૂર્ણ કરે છે, પરંતુ શરીરને આત્મા સમજવાવાળા તૃષ્ણા રૂપી રોગનો શિકાર થઇ જાય છે. જે પરમાત્મા સંપૂર્ણ સંસારની

આવશ્યકતાઓને પૂરી કરે છે, તે એક મનુષ્યની પણ તૃષ્ણાને પૂરી નથી કરી શકતો; કેમકે જેટલું મળતું જાય, તૃષ્ણા તેનાથી વધતી જાય છે. જેનું કારણ એ છે કે, સંસારના પદાર્થોમાં તો આનંદ છે જ નહિં. જે તેમાં આનંદની ઇચ્છાથી કામ કરે છે, તેને અને મનુષ્યોને ( જે તેનાથી સાંસારિક પદાર્થોમાં અધિક છે ) જોઇને વિચાર ઉત્પન્ન થાય છે કે એને આનંદ થશે, એટલા માટે તે પદાર્થોને મેળવે છે. અને સાંસારિક વસ્તુઓમાં આનંદ નથી, તે કારણ પદાર્થોને મેળવવાથી આનંદ પ્રાપ્ત નથી થતો. પછી તે તેનાથી અધિકમાં આનંદ સમજીને તેની ઇચ્છા કરે છે. ફળ એ નિકળે છે કે, સંપૂર્ણ સંસારનું ચક્રવર્તી રાજ્ય મળવાથી પણ દુ;ખ વધી જાય છે, આનંદ મળી શકતો નથી, પરંતુ તૃષ્ણા નિત્ય પ્રતિ કષ્ટ આપે છે. એ કારણથી જ્યાંસુધી વિદ્યા ન હોય, જ્યાંસુધી પ્રકૃતિના મૂળતત્વથી મનુષ્યને વાસ્તવિક પરિચય ન હોય, જ્યાંસુધી પ્રત્યેક વસ્તુ આત્માને માટે બંધન ન સમજી જાય, કેમકે વસ્તુઓના અહંકારી બંધન છે, તેનાથી સંપૂર્ણ દુઃખ ઉત્પન્ન થાય છે. જે વસ્તુને અમે અમારી સમજીએ છીએ, તેનો નાશ થવાથી દુાખ થાય છે. જેને અમે અમારી નથી સમજતા, તેના નાશથી દુઃખ નથી થતું. જો એને અમે અમારો શત્રુ સમજીએ છીએ, તો તેના નાશથી અમને પ્રસન્નતા થાય છે. જો અમારૂં મકાન ભસ્મ થઇ જાય, તો અમને દુ:ખ થાય છે. જો તે મકાન વેચી દીધું, તો તેના નાશથી કોઇ પ્રસન્નતા નથી થતી. જો કોઇ અમારા શત્રુનું મકાન હોય, તો તેના નાશથી પ્રસન્નતા થાય છે. એકજ મકાન બુદ્ધિ ભેદથી દુઃખ, ઉદાસીનતા અને સુખનું કારણ થાય છે. અતએવ આ નાશવાળો સંસાર છે. તેની દરેક વસ્તુ વિકારવાળી દેખાય છે. ઉત્પન્ન થવું. વધવું, એક હદ સુધી વધીને રોકાઈ જવું, આકૃતિમાં પરિવર્તન થવું. પ્રત્યેક શરીર, વૃક્ષ અને વસ્તુઓમાં દેખાઇ આવે છે. જેટલી વિના-

-ણવાળી વસ્તુઓમાં અહંકાર હશે, તેટલુંજ દુઃખ અધિક થશે. જેટલો એ અનિત્ય વસ્તુઓથી સંબંધ ઓછો હશે, તેટલું દુઃખ પણ ઓછું થશે. અજ્ઞાનીઓ સમજે છે કે, ધનવાનોને સુખ વધારે હોય છે, પરંતુ તે ખરૂં નથી. જેટલી સંપત્તિ અધિક હોય છે, તેટલું જ તેનું ચિત્ત કંગાલ થાય છે. એના સંબંધમાં એક દ્રષ્ટાંત છે.

દ્રષ્ટાંત—એકવાર એક રાજા નગરથી પર્વતો ઉપર શિકાર માટે ગયો, માર્ગમાં વરસાદના છાંટા પડવા લાગ્યા. રાજા હવે ઘર તરફ આવવા લાગ્યો, માર્ગમાં જોયું તો એક સાધુ બેઠો હતો. ન તો તેની પાસે શરીર ઉપર કોઇ વસ્ત્ર છે, ન પાત્ર. ન કોઇ ભોજનની સામગ્રી છે, ન કોઇ ખાટલો, ન કોઇ ઝૂંપડી, રાજાએ સાધુની દશા જોઇને ચિંત્તામાં વિચાર કરવા લાગ્યો કે, હું કેવો અયોગ્ય રાજા છું, જેના રાજ્યમાં આવા કંગાલ મનુંષ્ય રહે છે. તે વિચાર કરીને રાજાએ ૨૫] રૂપિયા એક સેવક સાથે સાધુની પાસે મોકલ્યા. સાધુએ જવાબ આપ્યો—કોઇ કંગાલને આપી દો. નોકરે આવીને રાજાને કહ્યું કે રૂપિયા ઓછા છે માટે ન લીધા. રાજાએ ૫૦૦] રૂપિયા સાધુની પાસે મોકલ્યા, તોપણ જવાબ મળ્યો કે—કોઈ કંગાલને આપો. હવે નોકરોએ આવીને કહ્યું, તો રાજાએ કહ્યું કે હજી પણ થોડા છે? અતઃ પાંચ હજાર રૂપિયા સાધુને મોકલી આપ્યા. સાધુએ જવાબ આપ્યો કે—કોઇ કંગાલને આપી દો. રાજાએ તે સાંભળીને પાછા થોડા સમજીને પચીસ હજાર મોકલ્યા. સાધુએ કહ્યું—કોઇ દીન કંગાલને આપી દો. છેવટે સવાલાખ રૂપિયા લઇને રાજા પોતે ગયો. સાધુએ પાછો તેજ જવાબ દીધો—કોઇ કંગાલને આપી દો. રાજાએ કહ્યું—સ્વામીન્! આપનાથી વધીને દીન કંગાલ કોણ હશે? ન તો આપની પાસે કપડાં છે, ન ઝૂંપડી, ન પાત્ર, ન ભોજનની સામગ્રી, સાધુએ કહ્યું કે—અમે તો રાજા છીએ. રાજાએ સાંભળીને કહ્યું કે—રાજાઓની પાસે તો લશ્કર હોય છે, તમારૂં લશ્કર ક્યાં છે?

સાધુએ કહ્યું–એને ભય લાગે છે, તેથી તે સેના રાખે છે, અમારે ભય કોનો હોય કે, અમે લશ્કર રાખીએ ? રાજાએ કહ્યું–રાજાની પાસે ખજાનો હોય છે. તમારો ખજાનો કયાં છે ? સાધુએ કહ્યું–રાજાઓને તો ભયના રોગના કારણથી પૈસા ખર્ચ કરવા પડે છે, તે માટે ખજાનો રાખે છે, ન અમારે ભયનો રોગ છે. ન લશ્કરની જરૂર, ન અમારે કોઈ ખર્ચનો વ્યય, તો પછી અમે ખજાનો શા માટે રાખીએ, રાજાએ કહ્યું કે–આપની પાસે રાજસામગ્રી પણ ક્યાં છે ? સાધુએ કહ્યું–અમારી પાસે રસાયણ છે જે વખતે મરજી થાય, આ સંપૂર્ણ પર્વતના ત્રાંબાને સોનું બનાવી દઇએ. આ ઉત્તર સાંભળીને રાજા ચાલ્યો ગયો, અને મનમાં વિચાર કર્યો કે, જો એ સાધુ રસાયણી ન હોત તો અવશ્ય આટલું બધું ધન લઇ લેત ! એનું રૂપિયા ન લેવા એ પ્રમાણ છે કે, તે અવશ્ય રસાયણી છે. રાજા રાત્રિએ સૂવા લાગ્યો. અને વિચાર આવ્યો કે. જો એ રસાયણી કર્તા સાધુ પાસેથી પાંચ દશ હજાર મણ સોનું બનાવી લેવાય, તો બેએક દેશ જીતી શકાય તેમ છે. વિચાર્યું કે અત્યારે સમય ઉત્તમ છે, કેમકે રાત્રી છે, કોઇને પણ ખબર નહિં પડે. અતઃ રાજા સાધુની તરફ વગર સવારીએ પગે ચાલતાં ગયો. જ્યારે સાધુએ પગનો અવાજ સાંભળ્યો ત્યારે પૂછયું કોણ છે ? રાજાએ કહ્યું–હું આપનો સેવક રાજા છું, ત્યારે સાધુએ પ્રશ્ન કર્યો–કે તું આ સમયે કેમ આવ્યો ? રાજાએ બધો હેવાલ કહી સંભળાવ્યો, અને કહ્યું કે, આપ મને દશ વીસ હજાર મણ સોનું બનાવી આપો. સાધુએ કહ્યું–કે શું કંગાલ તું છે કે હું ? માગવા તું આવ્યો છે કે હું ? તે ઉત્તર સાંભળીને રાજાએ કહ્યું–નિઃસંદેહ કંગાલ-દીન તો હું જ છું. આપ કૃપા કરીને સોનું બનાવી આપો. સાધુએ કહ્યું–અવશ્ય બનાવી આપીશ, અહિં આવતા રહો. રાજાએ સાધુની પાસે જવાનું શરૂ કરી દીધું. સાધુએ રાજાને તત્વજ્ઞાનનો ઉપદેશ કરી દીધો.

એક વર્ષમાં રાજા તત્વજ્ઞાનનો વિદ્વાન બની ગયો, અને તેની તે વાસનાઓ નષ્ટ થઇ ગઈ. સાધુએ જ્યારે જોયું કે, રાજા હવે કંગાલ નથી રહ્યો. તેની આત્મિક દશા સુધરી ગઈ છે, એટલે સાધુએ રાજાને કહ્યું કે, તમે દસ હજાર મણ ત્રાંબુ લઈ આવો, હું સોનું બનાવી દઉં. રાજાએ હસીને જવાબ આપ્યો કે, સ્વામીન્! આ ત્રાંબુ તો સોનું બની ગયું છે, હવે કોઈ જરૂર નથી.

ખરી રીતે તૃષ્ણાવશ મનુષ્ય અનિત્યને નિત્ય બનાવવાના હેતુથી હજારો પ્રકારના પાપ કરે છે. શું તે મનુષ્યથી અધિક કોઈ મૂર્ખ હોઇ શકે છે, જે અનિત્યને નિત્ય હોવાનો પ્રયત્ન કરે છે! અનિત્યમાં નિત્ય બુદ્ધિ અવિદ્યા છે. મનુષ્યના સઘળાં બહારના સાધન અને સામાન અનિત્ય છે, તેને નિત્ય બનાવવા અસંભવ છે. મોટા મોટા મૂર્ખ રાજાઓએ પત્થરોના ગઢ બનાવ્યા, હજારો તોપો બનાવી, શરીરના રક્ષા માટે મોટા મોટા વૈદ્ય-ડાક્ટરો રાખ્યા, બૉડી ગાર્ડ અને રક્ષક રાખ્યા, શું તે રાજાઓના શરીર બચી ગયા? મૂર્ખ મનુષ્ય નથી જાણતા કે, મહારાજા જોર્જ પંચમ કોઇ વખતે સર્વથી મોટા રાજા હતા. તેના રાજ્યમાં એક કરોડ ઓગણીસ લાખ વર્ગ મૈલ પૃથ્વિ હતા. જેમાં ચાલીસ કરોડથી અધિક તેની પ્રજા છે. તેની રાજધાની લંડન સંસારના સર્વ નગરોથી મોટું છે. પાર્લામેન્ટનો ઉત્તમ પ્રબંધ છે. તે સર્વ વસ્તુઓના હોવા છતાં પણ તેના માબાપ મરી ગયા, ભાઈ મરી ગયા, પુત્ર મૂઆ. જે સંપૂર્ણ સંસારના અજ્ઞાની લોકોને શિક્ષા આપી રહ્યા છે કે, એટલી શક્તિ અને સામગ્રી હોવા છતાં પણ ઉત્પન્ન હોવાવાળું શરીર કાયમ ન રહી શકયું. વાહ! એનાથી અધિક કોણ મૂર્ખ મનુષ્ય હોઈ શકે છે, જે ધનના ભરૂસા-પર પરમાત્માના અટલ નિયમોની તરફ સંકેત કરે છે, અને બતાવે છે કે, જે નિત્ય છે, તેને કોઇ શક્તિ નષ્ટ નથી કરી શકતી, જે વસ્તુ અનિત્ય છે, તેની કોઇ શક્તિ રક્ષા નથી કરી શકતી. અનિત્યનું

કામ નિત્યથી ચાલી શકે છે. નિત્યની ઉન્નતિ અનિત્યથી નથી થઇ શકતી. જો ધ્યાનપૂર્વક જ્ઞાનદ્રષ્ટિથી ઋષિયોના સિદ્ધાંતને વિચારો, જે વિના કોઇ સાંસારિક પ્રાકૃતિક સામગ્રીથી જંગલોમાં રહેતા છતાં પણ રાજાઓના રાજા હતા. કોઇની શકિત નહોતી કે તેમને કષ્ટ આપી શકે. તેમને કષ્ટ આપી જ કોણ શકતું હતુ, ? કેમકે તે એક એવી શકિતના આશરે હતા, કે જેના સામે સંસારની સર્વ શકિતઓ તુચ્છ છે. સરકારનો પાંચ રૂપિયા માસિકનો સિપાઇ મોટા મોટા ધનપતિયોને પકડી લાવે છે. શું તે ચપરાશી–સિપાઇની પોતાની શકિત હોય છે ? જવાબ મળે છે કે નહિં. પરંતુ તે એ શકિતના આશ્રય જેના પ્રબંધમાં સંપૂર્ણ સંસારના રાજા પણ રહેલ છે, જેના યંત્ર અગ્નિ, પાણી, વાયુ, વિજળી એવા બળવાન છે કે, કોઇ મોટામાં મોટા રાજા પણ તેની વ્યવસ્થા નથી કરી શકતા. એના યંત્ર ભૂચાલ આદિ એવા દ્રઢ છે, કે એક ક્ષણમાં રાજાઓના રાજ્યને સેના આદિ સહિત નષ્ટભ્રષ્ટ કરી શકે છે. ચાહે સમુદ્રનું જહાજ હોય કે વાયુયાન, પરમાત્માની શકિતનો સામનો નથી કરી શકતા. અજ્ઞાની લોક પોતાની અજ્ઞાનતાથી પરમાત્માને છોડીને જગતના પદાર્થોનો આશરો લે છે, પરંતુ એ અજ્ઞાનના કારણથી પોતે પોતાને દુઃખી બનાવે છે. જે મનુષ્ય પરમાત્માના જ્ઞાનથી પોતાના આત્મિક બળને વધારી લે છે, તેને દબાવવા વાળી કોઇ શકિત નથી, જેમકે સરકારી સિપાઇ પોતાના રાજાની શકિતના ભરોસાથી મોટા મોટા મનુષ્યોને પકડી લાવે છે, તો ઇશ્વર ભકતોને કોનો ડર હોઇ શકે છે ? તે જાણે છે કે, મૃત્યુ અમારા સ્વામીના હાથમાં છે. તે સિવાય તેને કોઇ મારી શકતો નથી. બલવાન મનુષ્ય બીજાને મારવાનો વિચાર કરી શકે છે, પરંતુ મારવામાં સફળ નથી થઇ શકતો. મનુષ્યના હાથમાં કેવળ તેનો વિચાર છે, તે કુવિચારથી પોતે પોતાને પાપી બનાવી શકે છે; પરંતુ પોતાના શત્રુઓને હાની પહોંચાડવી તેના અધિકારની બહાર છે. જેટલો મનુષ્યનો ભોગ

દુઃખ અને સુખ છે, તે પ્રત્યેક દશામાં તેને ભોગવવાં પડશે. જે મનુષ્યનો ભોગ ઉત્તમ છે, તે પોતાની સંપૂર્ણ સંપત્તિ નષ્ટ કરી નાંખે, ધનવાનોને કઠોરથી કઠોર ગાલીપ્રદાન કરે, કોઇની પર્વાહ સ્વપ્નમાં પણ ન કરે, તો પણ તેના સુખના સાધન સર્વ એકત્રિત રહેશે. ભાગ્યશાળી મનુષ્ય કંઇ પણ ચાલ્યો જશે, તેને દુઃખ નહિં પડે. જે મનુષ્ય મૂર્ખ છે, જે સુખને ધનનો આશરો સમજે છે. ધનથી સુખ નથી મળતું, કિન્તુ ધન દુઃખદાયી છે. જે કામ ધનવાન ધનથી નથી કરી શકતા, તે ઇશ્વરભકત સરળતાથી કરી શકે છે. સંસારમાં ધનના ચાર ફળ નજરે પડે છે. પહેલું એ કે ધનવાન ભોજન ઉત્તમ ખાઇ શકે છે, પરંતુ એવો કોઇ ભોજનનો પદાર્થ નથી, કે જે પશુઓને ન મળતો હોય! માંસભક્ષી મનુષ્ય માંસને ઉત્તમ સમજે છે, પરંતુ જે પશુઓનું માંસ મનુષ્ય સેવન કરે છે, તેનું પશુ પણ સેવન કરે છે. એવો કોણ જીવ છે કે, જેનું માંસ બાજ આદિ પક્ષી અથવા વાઘ દીપડા આદિ પશુઓને ન મળતું હોય! મનુષ્ય મેવા અને અન્ન ખાય છે, જેને પશુ પક્ષી પણ ખાય છે. મનુષ્યના ભોજનના પદાર્થમાં એવો કોઈ પદાર્થ નથી, જે બીજા જીવોને ન મળતો હોય. જો તે ભોજન જેને ધનવાન ખાય છે, પરમેશ્વરે પશુઓને પણ તે ભોજન આપી મુકયું છે; તો એને માટે ઈશ્વરભક્તિને છોડી ધન ભેગું કરવામાં લાગી જવું, અવિદ્યા—અજ્ઞાન નહિં તો બીજું શું છે? અમે અનુભવ કર્યો છે કે, ઇશ્વર વિશ્વાસી મનુષ્ય ધનવાનોથી નિત્ય ઉત્તમ ભોજન કરે છે. જેમ સાધુઓને જુઓ! તે ભોજન કરવામાં કોઈ અમીરથી કમ નથી. કેમકે તેમને પ્રત્યેક નિર્ધન અને ધનવાન જમવાનું નિમંત્રણ આપે છે, અને પોતાના ભોજનથી ઉત્તમ ભોજન જમાડે છે. બીજું સુખ જેને ધનથી મળી શકે છે તેમ સમજે છે, તે નોકરોથી કામ લેવાનું છે વિગેરે. એ કામમાં પણ ઇશ્વરભકત ધનવાનોથી સારા રહે છે, કેમકે ઈશ્વરભકતોને પ્રત્યેક સ્થાનમાં સેવક

મળી જાય છે. રાજા મહારાજા પણ તેમની સેવાને પરમ કર્ત્તવ્ય સમજે છે. જે મનુષ્યોએ કાશીમાં સ્વામી ભાસ્કરાનંદની દશાને જોઇ હશે, તેમને ખબર છે કે, ઇશ્વર ભકતોના સેવક કેટલા છે? ત્રીજું ફળ જે ધનથી નિકળે છે, તે પ્રતિષ્ઠા છે, પરંતુ ઈશ્વરભકતોના સન્માન આગળ ધનવાનોના તુચ્છ છે. તે જે દેશમાં જાય ત્યાં તેમનું સન્માન થાય છે. સ્વામી રામતીર્થ જે ભારતવર્ષમાં પ્રતિષ્ઠા મેળવતા હતા, તો અમેરિકામાં પણ તેમની પ્રતિષ્ઠા ઓછી નહોતી. જેટલું સન્માન આજ ગુરુ નાનકજીનું સિકખોના હૃદયમાં છે, શું મહારાજા રણુજીતસિંહનું પણ તેટલું છે? શું જેટલી પ્રતિષ્ઠા મહર્ષિ વ્યાસજીની હિન્દુઓના હૃદયમાં છે, તેટલી શું યુધિષ્ઠિર મહારાજાની હોઇ શકે છે? પ્રયોજન એ છે કે, જેટલી પ્રતિષ્ઠા ઇશ્વરભકતોની હોય છે, તેટલી ધનવાનોની નથી હોઇ શકતી. ચોથું એ કે, ધનવાનોને વિશ્વાસ રહે છે કે જ્યારે કોઈ આપત્તિ આવશે, ત્યારે ધનથી તેને નષ્ટ કરી દઇશું. જેમકે કોઇ નીતિશાસ્ત્રનું વચન છે. **आपदार्थे धनं रक्षेत, रक्षेत् दारा धनैरपि।** આપત્તિ માટે ધન એકત્ર કરવું જોઇએ. ધનવાનોને શી આપત્તિ હોઈ શકે છે, જો આપત્તિ આવશે તો પણ તે ધનથી નષ્ટ કરી દેવાશે. પરંતુ તે એ નથી જાણતા કે, આપત્તિ જ્યારે આવશેં ત્યારે ધન પણ નષ્ટ થઈ જશે: પરંતુ જે મનુષ્ય ઇશ્વરભકત છે, તે નિર્ભય છે. કોઈપણ આપત્તિ તેનો સામનો નથી કરી શકતી. કેમકે તે જાણે છે, પરમાત્માના રાજ્યમાં આપત્તિ કોઈ વસ્તુ નથી. જે તે કરે છે, તે સારૂંજ કરે છે. જો કે રોગીને કડવી દવા બૂરી માલમ પડે છે, પરંતુ તેને તે ગુણદાયક થાય છે. તે પ્રમાણે ઇશ્વરના ન્યાયથી જે અમને દંડ મળે છે, તે અમારા મનથી પાપોની મલિનતાને દૂર કરે છે. તે કારણથી તે પણ ઉપયોગી છે. મનુષ્યને જ્યાંસુધી તત્વજ્ઞાન નથી થતું, ત્યાંસુધી તેને જગતના પ્રાકૃતિક પદાર્થો ઉત્તમ માલુમ પડે છે, પરંતુ તત્ત્વજ્ઞાની જાણે છે કે, ધનની

તૃષ્ણા જેટલી દુઃખદાયક છે, બીજી તેનાથી એકકે દુઃખદાયક નથી. જેમ સાપ સ્પર્શમાં નરમ જણાય છે, પરંતુ કરડવાથી મૃત્યુ થઇ જાય છે. તે પ્રકારથી એ ચમત્કારિક પદાર્થ ધન તથા સ્ત્રી જોકે જોવામાં ઉત્તમ માલુમ પડે છે. પરંતુ વાસ્તવમાં સત્યથી દૂર લઇ જઇને મૃત્યુનું કારણ બને છે. કેમકે પરમાત્માએ આત્માને ઇંદ્રિય, મન અને શરીરનો રાજા બનાવ્યો છે. પરંતુ એ ચમત્કારિક પદાર્થોના આવરણથી ધોખો ખાઇને આત્મા ઇંદ્રિયોનો સેવક બની જાય છે. અને સત્ય ધર્મથી દૂર થઈ જાય છે; તે વખતે મન જે પ્રકારે આત્મા-ને નચાવે છે, તેમજ આત્મા નાચે છે. અતએવ પરમાત્માએ વેદમાં ઉપદેશ કર્યો છે; કે ચમત્કારિક વસ્તુઓના આવરણથી સત્યનું મુખ ઢાંકેલું છે. જો તમે ચ્હાતા હો કે આત્મિક બળમાં ઉન્નતિ થાય, અને સત્ય ધર્મના જ્ઞાતા થઈ જવાય, તો સર્વથી પ્રથમ તે આવરણને દૂર કરો. જ્યાંસુધી તે આવરણ છે, ત્યાંસુધી તમે સત્યને નહિં જાણી શકો. મનુષ્ય જો સત્યથી પતિત થઇ જાય, તો તેનું જીવન પશુઓથી પણ નિકૃષ્ટ થઇ જાય છે. મનુએ સ્પષ્ઠ લખ્યું છે કે લોભી, કામી મનુષ્ય કદીપણ ધર્મને નથી જાણી શકતા. તે કારણથી જે લોભ અને કામમાં લિપ્ત નથી, તેને ધર્મ જાણવાનો અધિકાર છે; અને જે લોભ અને વિષયમાં લિપ્ત છે, તેને ધર્મ જાણવાનો અધિકારજ નથી. જેને ધર્મ જાણવાનો અધિકાર નથી તે, આજ ભારતવર્ષમાં આચાર્ય બન્યા છે. ગૃહસ્થને તો ધન પેદા કરવાનો ધર્મ છે, પરંતુ ભારતમાં તો કરોડોપતિ સન્યાસી ક્હેવાય છે. લાખો રૂપિયા એકઠા કરીને ઉદાસી નામ રાખી લીધું. વાસ્તવમાં અહિં અવિદ્યાએ એવા પગ જમાવ્યા છે કે, ધર્મની નૌકા વમળમાં જઇને પડી છે. જો કે આ દેશમાં બાવન લાખ સાધુ છે. જે પ્રકારે પાંચાલ દેશમાં નાઇ–ગાંયજાનું નામ રાજા રાખી લે છે. જો એ બાવન લાખ-માંથી બાવન પણ સાધુ હોત તો દેશનું કલ્યાણ થઇ જાત; પરંતુ

તે સન્યાસી ઉદાસી નથી, પણ વાન્તાશી અર્થાત્ વમન કરીને ચાટવા વાળા છે. ઘણા થોડી નાની ઉંમરમાં સાધુ થઇ ગયા, જેણે સંસારનું કાંઇ જોયું જ નહિં હતું. સાધુઓમાં આવીને કાંઇ લખવું વાંચવું શિખ્યા, ગૃહસ્થોમાં કાંઇ પ્રતિષ્ઠા થવા લાગી; કે તે કાંઇ ગૃહસ્થોનો ઉપકાર કરે. પરંતુ તેમનું ધન લઇને મઠાધારી બનવું, અને તેમનું ધન લઇને પોતાના શરીરને પોષવું–શૃંગાર કરવો, અને તેમના ધનથી પુત્ર આપવાના બ્હાને તેમને પતિત કરવા, તે સાધુઓનો ધર્મ થઇ ગયો. ધર્મ કર્મને તે સઘળું મિથ્યા બતાવવા લાગ્યા, જો ધર્મ કર્મનો ઉપદેશ કરે, તો સંભવ છે કે કોઇ ગૃહસ્થી તેમને પ્રશ્ન કરી બેસે–મહારાજ! આપ શું કર્મ કરો છો? તેમણે જગતને મિથ્યા બતાવીને ધર્મ કર્મને મૂળથી નષ્ટ કરી દીધા. જો કોઇ ગૃ... મિથ્યાવાદીઓને પૂછે કે, મહારાજ! જ્યારે સંસાર મિથ્યા, ... તો આપનું આ વચન પણ સંસારમાં હોવાથી મિથ્યા હશે. ... સંસારમાં સત્ય છે, તો પણ આપનું આ વચન મિથ્યા જ છે. શો... છે! કે ગૃહસ્થ મનુષ્યોએ ભણવું મુકી દીધું. અતઃ મિથ્યા આડંબ... વેષધારી તેમને ધોખામાં નાંખી અધર્મનો ઉપદેશ કરે છે. ... તરફ સંસારને મિથ્યા બતાવે છે, બીજી તરફ ગૃહસ્થો પાસેથી ધ... ભેગું કરીને ઉત્તમોત્તમ સુંદર મકાન બનાવરાવે છે, સુંદર વસ્... ધારણ કરે છે, અને ઘોડાગાડી આદિમાં વાહનારૂઢ થઇને આનં... કરે છે. જ્યારે કોઇ પ્રશ્ન કરી દે છે કે, મહારાજ! આપ ... જગતને મિથ્યા બતાવો છો, તો પછી આપ આવાં કામ કેમ કરો છો? તો જવાબ આપે છે, તે સઘળો મિથ્યા ભ્રમ જ છે, જો કો... ગૃહસ્થ બુદ્ધિમાન દશ વીસ જૂતાથી ફટકારે, બાદ કચેરીમાં ... ચાલે ત્યાંજ ઉત્તર આપે કે, મહારાજ આ તો મિથ્યાજ છે, આ... કેમ કચેરીનું શરણુ લીધું, તો ખબર પડે! પરંતુ ગૃહસ્થ અભાગી છે, જો તે વિદ્વાન હોત, તો તેમની દાળ ન ગળત

તેમની દાળ તે દેશમાં ગળે છે કે, જ્યાં મનુષ્ય અજ્ઞાની છે. સાધુ તેજ હોઈ શકે છે, જેમાં સાધુના લક્ષણ હોય, અને તે પતિત સંસારના ઉદ્ધારનો યત્ન કરે. નહિંકર કાચા ઘરનો ત્યાગ કરી, પાકું મકાન બનાવી લીધું. કાંબળ છોડી, સાલ ઓઢી લીધી. એક પુત્ર ત્યાગ કરી, અનેક શિષ્ય બનાવ્યા. સ્ત્રી ત્યાગી, શિષ્યા બનાવી લીધી, અને સર્વના ધર્મને નષ્ટ કરી દીધા. ૐ શાન્તિઃ

સમાપ્ત

---

# ओरम्‌ના જાપની વિધિ

યોગદર્શનમાં લખ્યું છે કે—

**तस्य वाचकः प्रणवः । तज्जपस्तदर्थभावनम् ॥**

પરમાત્માનું નામ **ओरम्** છે. તેનો જપ અને તેના અર્થનું ચિંતન કરવું જોઇએ. અર્થચિંતન વિના ખાલી મુખથી ૐ ॐ બોલવું વ્યર્થ છે.

**ओरम्** ના અનેક અર્થ છે, પરંતુ જપના ઉદ્દેશ્યથી કેવળ એક અર્થ લેવાની જરૂરત છે. **ओरम्** અવરક્ષણે ધાતુથી બને છે, તે પ્રકારે **ओरम्**નો અર્થ રક્ષક થયો. તે માટે જપ કરવાવાળાએ જપના સમયે વારવાર પોતાના હૃદયની ભાવનાને જાગ્રત કરવી જોઇએ, કે ઇશ્વર હૃદયમાં છે, અને તે અમારી રક્ષા કરી રહ્યો છે. નિયમથી તે જપ સવાર સાંજ કરવો જોઇએ, પરંતુ કદી રાત્રિમાં આંખ કોઇ વખતે ઉઘડી જાય, અને ઉંઘ ન આવે, તો બિછાના પર બેઠા બેઠા અથવા સૂતા સૂતા એ જપ કરવો જોઇએ; અથવા રસ્તે ચાલતાં પણ એ જપ કરી શકાય છે. નિદાન ઉઠતાં, બેસતાં, સૂતાં, જાગતાં જ્યારે પણ અવકાશ મળે ત્યારે જપને એ ભાવનાથી એવી રીતે ભરી લેવો જોઇએ કે એટલ વિશ્વાસ થઇ જાય, કે ઇશ્વર હૃદયમાં છે, અને તે અમારી રક્ષા કરી રહ્યો છે. એ વિશ્વાસના ઉત્પન્ન થવાથી મનુષ્યમાં નિર્ભિકતા આવે છે, અને તેને મૃત્યુનો પણ ભય નથી રહેતો. ભલા જેને ઇશ્વરનો સાથ હોય તેને કોનો ભય હોઇ શકે.?

❦

## ૐકાર સ્મરણ

### ભજન

ૐ અનેક વાર બોલ, પ્રેમકે પ્રયોગી—ટેક.

હૈ યહિ અનાદિ નાદ, નિર્વિકલ્પ નિર્વિવાદ;
ભૂલતે ન પૂજ્યપાદ, વીતરાગ યોગી. ૐ

વેદકો પ્રમાણ માન, અર્થ યોજના બખાન;
ગા રહે ગુણી સુજાન, સાધુ સ્વર્ગ ભોગી. ૐ

ધ્યાનમેં ધરે વિરક્ત, ભાવસે ભજે સુભક્ત;
ત્યાગતે અઘિ અશક્ત, પોચ પાપ રોગી. ૐ

શંકરાદિ નિત્ય નામ, જો જપે વિસાર કામ;
તો બને વિવેક ધામ, મુક્તિ ક્યોં ન હોગી. ૐ



## ૐ ને ભજો

### ( તોટક છંદ )

ભજ ૐ ભજ ૐ ભજ ૐ સતતમ્,
યહ જીવન હૈ અતિ અલ્પ તરમ્. ૧
યહ મંત્ર સુદુર્લભં વેદકૃતમ્,
યુગ ચાર હું મેં ઋષિદેવ ધૃતમ્. ૨
સબ મંત્ર શિરોમણી જાપ વરમ્,
મન શુદ્ધિ કરં ભવ ભીતિ હરમ્. ૩
શ્રુતિ તંત્ર પુરાણ સમસ્ત કહેં,
બિનુ ૐ સબ મંત્ર અશુદ્ધ રહેં. ૪
યહ ઇશ્વર વાચક નામ નરો,
સબમેં યહ શ્રેષ્ઠ વિચાર કરો. ૫

ગિરિ ગંહ્વરમેં સરિતા તટમેં,
બનમેં જનમેં સબહી પલમેં. ૬

ઋષિ યોગી યતી નર કોવિદ જો,
કરતે જપ ૐ શ્રુતિ પૂજીત જો, ૭

અબ ત્યાગ કરો મન શંશયકો,
ગહિ લેહું સુમંગલ ૐ પદકો. ૮

સુખમેં દુઃખમેં પ્રભુકો ભજીયો,
ન કદાપિ ઉસે મનસે તજીયો. ૯

મુખ મોડહું ના કરૂણા કરસે,
પ્રિય બાંધવ મિત્ર વહી સબસે. ૧૦

ગતિ મુક્તિ વહી ધન ધાન્ય વહી,
પિતુ માતુ વહી ગુરુદેવ વહી. ૧૧

પ્રભુ દેહિ સુબુદ્ધિ પ્રદીપ વરમ,
મન પાપ કરેં વિનસે તિમિરમ્ ૧૨

અવલોકિ સકોં મહિમા સુખદમ,
દુઃખમોચન મંગલ શાન્તિપ્રદમ્. ૧૩

કરૂણા કર તું હમ પાપી સદા,
દગપાત કરો પ્રભુ હો સુખદા. ૧૪

શરણાગત યાચત રક્ષ વિભો,
જય ૐ જય ૐ જય નાથ પ્રભો. ૧૫

શિવશંકર શંકરકી શરણમ્,
મનસે સુમિરે દુઃખકે હરણમ્. ૧૬

પં. શિવશંકર કાવ્યતીર્થ

# વેદ બગીચો.

## ( પ્રભાત )

( વૈષ્ણવ જન તો તેને રે કહીએ–એ રાગ. )

ઉદય પ્રભાતે આવોને આર્યો, વેદ–બગીચો જોવા રે;
રમ્ય સનાતન અદ્ભૂત શોભા, દેખી દુઃખડાં ખોવા રે. ટેક.
અવલોકો આ વૈદિક–વૃક્ષો, ખિલેલાં હરિયાળાં રે;
શાખાઓની શુભઘટામાં, યોગી–પંખીના માળા રે. ઉદય.
મંડપ ચાર મનોહર તેમાં, બ્રાહ્મણ ગ્રન્થો જાણો રે;
ઉપવેદો વેલી રૂઢીયાળી, નિરખી આનંદ માણો રે. ઉદય.
અષ્ટાધ્યાયી–માર્ગ સરળ છે, મહાભાષ્ય રૂપ દ્વારો રે;
આ વાડીના વીર વિલાસી, ત્યાંથી આપ પધારો રે. ઉદય.
ષડ્દર્શન–ક્યારામાં ખિલી, કુમુદિની વિદ્યાની રે;
ગુંજારવ કરતા ત્યાં મુનિજન, ભ્રમરાઓ રસ જ્ઞાની રે. ઉદય.
કેવડો–ઉપનિષદ્ મ્હેકે, સ્મૃતિ મોગરો ડોલે રે;
દયાનંદ–મીઠી કોયલડી, વૈદિક વાણી બોલે રે. ઉદય.
બ્રહ્મજ્ઞાન–જળ હોજ ભરેલા, નિર્મળ નજરે આવે રે;
આર્ય–પંખીડાં ઉડી ઉડીને, અહિંમાં ન્હાવા આવે રે. ઉદય.
હરિશંકર આ દિવ્ય બગીચે, હરવા ફરવા આવો રે;
રમ્ય–પવિત્ર સુગંધ ગ્રહીને, મુક્તિનાં ફળખાવો રે. ઉદય

પં. હરિશંકર વિદ્યાર્થી.